ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના

ઇનામનો નિબંધ.

# ज्ञाति निबंध.



રચનાર

કવિ દલપતરામ ડાહ્યાભાઈ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી.

આવૃત્તિ ચોથી.—નકલ ૧૦૦૦.

અમદાવાદ

આર્યોદય પ્રેસ

સંવત્ ૧૯૪૩.—સં



કિંમત પાંચ આ

(પ્રસિદ્ધ કર્તાએ સર્વ

૨૫૯ | ૭૦૮૫

ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટીના

ઈનામનો નિબંધ.

# જ્ઞાતિ નિબંધ.

પ્ર.

પ્ર.


રચનાર

કવિ દલપતરામ ડાહ્યાભાઈ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી.

આવૃત્તિ ચોથી—નકલ ૧૦૦૦.

અમદાવાદ

આર્યોદય પ્રેસ.

સંવત્ ૧૯૪૩——સને ૧૮૮૭.




કિંમત પાંચ આના.

२५८ | १०८५ं

# अनुक्रमणिका.

# ज्ञाति निबंध.

## પ્રાર્થના.

### श्लोक.

ब्राह्मंक्षात्रंतथावैश्यं, शौद्रंकर्म्मचतुष्टयं ॥
सृष्टंजनेभ्योलोकेस्मि, न्येनतंप्रणमाम्यहम्. १.

### અર્થ.

ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ, અને અધમ, એ ચાર પ્રકારના ધંધા, જગતમાં લોકો વાસ્તે જેણે રચ્યા, તેને હું નમસ્કાર કરૂંછું.

જે પરમેશ્વરે આ જગતમાં સઘળાં માણસોને સરખાં બનાવીને તેઓને રહેવા સારૂ એકજ પૃથ્વી બનાવી, તેઓને પ્રકાશ કરવા એકજ સૂર્ય કીધો, ખાવાસારૂ સૌને એક સરખું અન્ન, અને પીવાને એકજ પાણી બનાવ્યું છે, અને સઘળાં માણસો ઉપર જેની સરખીજ દયા છે, એવા પરમેશ્વરની પ્રાર્થના કરીને હું એટલું માગુંછું કે, આ હિંદુસ્તાનમાં લડાઈ તથા વેહેમ વગેરે કારણોથી જૂદી જૂદી અસંખ્યાત નાતો બંધાઇ છે, કે જેનાં સાબેતી વાળાં ઉદાહરણ હું આગળ લખીશ. તેઓમાં વળી એક બીજાના ઘરનું પાણી પીવાથી, તથા અન્ન જમવાથી વટલાવા વગેરેના વેહેમ પેઠેલા છે, તે એવા કે હિંદુના કોઇ પણ શાસ્ત્રમાં તે વાત લખેલી નહિ, ફક્ત માણસોએ કરેલા બંદો-

બસ્ત, કે જેમ વડનગરા નાગર, વિસલનગરા નાગરથી વટલાયછે. અને વળી કેટલાએક અજ્ઞાનીઓ એમ સમજેછે કે આ જૂદી જૂદી નાતોના બંદોબસ્ત પરમેશ્વરે બાંધ્યા છે, વાસ્તે એક નાતનો બ્રાહ્મણ બીજી નાતના બ્રાહ્મણને ઘેર જમે તો તે પરમેશ્વરનો ગુન્હેગાર થાય, અને પાપી કેહેવાય; ઇત્યાદિ ભ્રમણા મારા સ્વદેશી લોકોમાં ઘણી વધી ગઇ છે, તેથી પરદેશ જવા વગેરેમાં ઘણી હરકતો થાયછે, અને ધંધા રોજગાર સારી પેઠે ચાલી શકતા નથી, લોકો નિર્ધન થાયછે, વાસ્તે તેઓનું કલ્યાણ ઈચ્છીને આ ચોપડી હું લખુંછું. તે વાંચીને મારા દેશી મિત્રોનો વેહેમ જાય, અને આ લોકમાં તથા પરલોકમાં સુખી રહેવાનો સાચો ઉપાય શોધી કાઢે, એવો નિબંધ રચવાની બુદ્ધિ, હે પ્રભુ, તું મને આપ, એટલુંજ હું પ્રાર્થના કરીને તારી પાસે માગુંછું.

——o——

# પ્રસ્તાવના.

---

સને ૧૮૫૧ માં અમદાવાદમાં ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી-એ ઠરાવ કર્યો કે, નીચે લખેલી બાબતો ઉપર સારો નિબંધ રચે તેને રૂ૧૫૦) નું ઈનામ આપવું.—

૧. પેહેલો સવાલ જે,—ઘણુંકરીને નાતો બંધાવાનું કારણ શું છે? તે બાબત તમો જાણતા હો તો કહો.

૨. બીજો સવાલ.—જાતોમાં વિભાગ થવાની કેટલીક બાબતો સાબેતી વાળી હોય, તેનું વર્ણન કરો, ને શા કારણથી વિભાગ થયા, તે વાત પણ કહો.

૩. ત્રીજો સવાલ —એક નાતના લોકોનો ચાલ બીજી નાતના લોકોના ચાલથી જૂદો પડેછે તે કહો. ને એ જૂદું પડવાનું કારણ શું હશે, તે બતાવો.

૪. ચોથો સવાલ.—નાતના કાયદાથી ઘરમેળે તથા જાહેરાંત સર્વ મનુષ્ય પ્રાણી ઉપર શો દોર ચાલેછે, તે વર્ણવો. ને નાતથી ફાયદા, ને ગેરફાયદા થતા હોય તે બતાવો.

## એ ઠરાવ ઉપર આ નિબંધ રચ્યો.

સર્વ લોકો કેહેછે કે, પરમેશ્વરે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર, એ ચાર નાતો પહેલવેલી ઉપજાવી, એમ વેદમાં લખ્યુંછે. તે વાત ખરી, પણ હું જાણુંછું કે, એ લખવાની મતલબ એમજ નહિ હોય; કેમકે પરમેશ્વરે સ્ત્રી તથા પુરૂષ એ બે જાતનાં માણસો જુદાં બનાવ્યાં છે,

તો તેના શરીરમાં જૂદાપણું જોવામાં આવેછે. તેમજ જો પરમેશ્વરે ઉપર કહેલી ૪ નાતો જૂદી જૂદી ઉપજાવી હોય, તો તેઓના શરીરમાં કાંઇ પણ ભિન્ન ભાવ માલમ પડવો જોઇયે, તે કાંઈ જણાતો નથી. જુવો કે, કોઇ હરામખોર બ્રાહ્મણ વગેરેના ન્હાના બાળકને ચોરી લેઈને પરજીલ્લામાં જોગી જતીને ચેલો કરવા વેચાતો આપેછે, અથવા રાજાને ગુલામ કરવા આપેછે, ત્યારે તે બાળક જ્યાં રેહેછે ત્યાં તેવી જાતમાં ભળી જાયછે; તેથી સાફ જણાયછે કે જો પરમેશ્વરે જૂદી જાતોનાં માણસ બનાવ્યાં હોત તો એ રીતે એક બીજી જાતોમાં ભળી જાત નહિ.

ત્યારે જાણવું કે વેદમાં તો એમ લખ્યુંછે, કે માણસોને વાસ્તે પરમેશ્વરે ૧. બ્રહ્મકર્મ,[૧] ૨. ક્ષાત્રકર્મ,[૨] ૩. વૈશ્યકર્મ,[૩] અને ૪. શૂદ્રકર્મ.[૪] એ ચાર પ્રકારનાં કર્મ ઉપજાવ્યાં છે, તેમાંથી જે જે કર્મને જે કોઈ માણસ અંગીકાર કરે, તેને તેવું વિશેષણ તેના નામમાં આપવું. જેમ કે રૂષભદેવ રાજાના દીકરાઓમાંથી જેટલા બ્રહ્મકર્મને અનુસર્યા, તેટલા બ્રાહ્મણ થયા; ક્ષાત્રકર્મનો અંગીકાર કીધો તે ક્ષત્રી થયા; તેમજ જે વૈશ્યકર્મ કરે તે વૈશ્ય થાય, અને શૂદ્રકર્મ કરે તે શૂદ્ર કહેવાય. એવી રીતે જોઈએ તો ફકત હિંદુસ્તાનમાંજ નહિ, પણ આખી દુનિઆમાં પરમેશ્વરે એ ચાર જાતિનાં માણસો ઉપજાવ્યાં હોય એમ જણાયછે. કોઇ ઠેકાણે વેદમાં લખ્યું છે કે પરમેશ્વરે પોતાના મુખમાંથી બ્રાહ્મણોને ઉપજાવ્યા, [૫]બાહુમાંથી ક્ષત્રીયોને, પેટમાંથી વૈશ્યને, અને પગ-

---

૧ ધર્મ તથા વિદ્યા બાબત. ૨ રાજ્ય બાબત. ૩ રોજગાર બાબત. ૪ મજુરી બાબત. ૫ હાથમાંથી.

ઓથી શૂદ્રને ઉપજાવ્યાછે. તે લખવાની મતલબ એમ સમજવી કે એ તો કવિએ કલ્પના કરીછે. આ જગત્ તે પરમેશ્વરના સ્વરૂપમાંથી થયુંછે. વાસ્તે વાણીના ઉપાયથી લોકોના ઉપકાર કરનારા બ્રાહ્મણોનું જન્મસ્થાન પરમેશ્વરનું મુખ કહ્યું, અને હથીઆરના ઉપાયથી લોકોની રક્ષા કરનારનું જન્મસ્થાન પરમેશ્વરના હાથ ઠરાવ્યા, અને મનના વિચારથી તરેહ તરેહના કીસબ બનાવીને લોકોનો ઉપકાર કરનારાઓનું જન્મસ્થાન પરમેશ્વરનું પેટ ઠરાવ્યું. ( હિંદુ લોકો સમજેછે કે વિચાર પેટમાંથી ઉપજે છે. ) એ ત્રણ વર્ણની ચાકરીમાં બોજો વગેરે ઉપાડીને ફરનારા તે પરમેશ્વરના પગમાંથી ઉપજ્યા એવી કલ્પના કીધીછે એમ જાણવું. જો એમ સમજીએ નહિ તો શ્રીમદ્‌ભાગવત પુરાણના નવમા સ્કંધમાં લખ્યુંછે કે કેટલાએક રાજાના દીકરાઓ બ્રાહ્મણ થયા, અને અત્રીરૂષિના વંશમાં ચંદ્રવંશી રાજા થયા, અને કશ્યપરૂષિના વંશમાં સૂર્યવંશી રાજા સઘળા થયા. ત્યારે કોને બ્રહ્માના મુખમાંથી ઉપજ્યા કહીએ? અને કોને હાથમાંથી ઉપજ્યા કહીએ? એ તો કલ્પના છે. વળી બીજી ધારણા એવી પહોંચેછે કે, જો પરમેશ્વરે એ ચારજ જાતિ પેદા કીધી હોય તો હિંદુસ્તાન સિવાય બીજા દેશોમાં જે લોકો વસેછે, તે શું પરમેશ્વરના વસાવેલા નથી? ને જો કર્મ ઉપરથીજ વર્ણ માનીએ તો એ દોષ ઊડી જાયછે.

હવે જાતોમાં વિભાગ થયાની બાબતો સાએતીવાળી એ છે કે, એક જીલ્લાના લોકો બીજા જીલ્લામાં ગયા આવ્યાને લીધે મૂળસ્થાનમાં સહવાસના સ્નેહને નિરંતર નિભાવવા સારૂ ગામોના નામથી નાતો બંધાઇ. જેમ શ્રીમાળ નગરના રહેનાર શ્રીમાળી બ્રાહ્મણ તથા વા-

ણિયા, મોઢેરા ગામના મોઢ બ્રાહ્મણ તથા વાણિયા, મોતા ગામના મોતાલા, વગેરે. એ રીતે કેટલીએક નાતો જૂદી પડી. પછી તેમાં પણ જૂદા જૂદા ધર્મ અંગીકાર કરવાથી જૂદી નાતો થઇ. જેમ શ્રીમાળી શ્રાવક વાણિયા, તથા શ્રીમાળી મેશ્રી વાણિયા; દેશાવાળ શ્રાવક વાણિયા તથા દેશાવાળ મેશ્રી વાણિયા. વળી લોકોમાં એવી વાત ચાલેછે કે પૂર્વે કોઇ રાજાએ નાતોનો બંદોબસ્ત કીધેલો છે, તે વખતમાં મોટી આબરૂવાળાઓને વીસા અને હલકી આબરૂવાળાઓને દશા તથા પાંચા ઠરાવ્યા છે. તે નાતોમાં પણ કાંઈ ટંટાને લીધે જૂદી નાતો થઇ છે. એ રીતે જેટલી બ્રાહ્મણોની નાતો છે તથા જેટલી જાતના ક્ષત્રિયો છે, વાણિયા વગેરેની જેટલી નાતો છે, તથા હલકી જાતના માણસોની નાતો જે રીતે જૂદી જૂદી થઈ છે, તેનાં કારણ તથા તેઓનાં નામ, જાતિ વિવેક, મનુસ્મૃતિ, સ્કંદપુરાણ, આદિક સંસ્કૃત ગ્રંથોમાંથી તથા પ્રથિરાજ રાસા વગેરે ભાષાના ગ્રંથોમાંથી તથા કેટલીક કોઈને મોઢેથી સાંભળેલી, અને નજરે જોએલી વાતોથી વિસ્તારથી લખીશ. અને તે નાતોમાં કેટલાએક ચાલ જૂદા જૂદા છે, જેમકે સ્ત્રીએ નાતરૂં કરવું, માંસભક્ષણ, મદિરાપાન, તથા લૂગડાં પહેરીને જમવા બેસવું, એ વગેરે કરવા અથવા ન કરવા તેના બંદોબસ્ત તે વાતના ઘણા લોકોની મરજી પ્રમાણે થયા હોય એમ જણાયછે, તેથી હરેક નાતના કાંઈ પણ ચાલ જૂદા જૂદા જોવામાં આવેછે.

તે શિરસ્તા બંધાવાનાં કારણો મિતાક્ષરા આદિક ગ્રંથોમાંથી કેટલાંએક લખીશ. અને કચ્છદેશ તથા ગૂજરાત ( તે દ્વારકાથી સુરત સૂધી તથા મુંબાઈ સૂધી દેશ) સારીપેઠે મેં જોયોછે, તેમાં જે

જે નાતોમાં જૂદા જૂદા ચાલ જોવામાં આવ્યાછે તે, તથા દક્ષિણ,પૂર્વ, મારવાડ વગેરેના લોકોની ચાલ સાંભળીછે તે સર્વે વિસ્તારથી લખીશ.

નાતના કાયદાથી હરેક લોકોને એવો દોર રહે છે કે પરગામનો પોતાના ગામમાં આવીને માંદો થયો હોય તો તેની બરદાશ કરવી, તથા મરણપામ્યો હોય તો અગ્નિદાહ કરવો. હમેશાં નાતીલાનું કલ્યાણ ઈચ્છવું, દીકરી દેવી લેવી, એક જથે રહેવું, જમવું, જમાડવું, ઘણુંકરીને નાતીલા સાથે કરવા ચહાયછે. પોતાના જીલ્લામાં તથા પરજીલ્લામાં ઓળખાવું, તથા સહાયતા પામવી, એ વગેરે ઘણાએક ફાયદા નાતો બાંધવાથી છે, અને ઘણા ફાયદા સારૂજ નાતો બંધાઈ હોય એમ જણાયછે. પણ હાલમાં તો અસલના કાયદા ફરી ગયાછે, અને ગેરફાયદા ઘણા જોવામાં આવેછે. અસલનો નાતનો કાયદો એવો જણાયછે કે, કોઈ એક માણસને એક નાતમાં રહેવાની મરજી ન હોય તો બીજી નાતમાં ભળે. કોઇ ક્ષત્રી હોય, અને તે સારાં આચરણ રાખે તથા વિદ્યા સંપાદન કરે તો તે બ્રાહ્મણની નાતમાં દાખલ થઈ શકતો. પોતાની નાતમાંથી કન્યા ન મળે તો બીજી નાતમાંથી લાવતા હતા, અને જમવા જમાડવાથી તથા પાણી પીવાથી વટલાવાના હાલના જેવા કઠણ કાયદા નહોતા. કોઈ સોનાની ચોરીનું કામ (મહા પાપ) કરે, જૂઠી સાહેદી પૂરે તેને નાત બહાર મૂકાતો નથી, અને ક્ષત્રીનું પાણી પીવાથી બ્રાહ્મણને નાત બહાર મૂકાયછે, એવો ચાલ અસલ નહોતો, એની સાબેતી આગળ લખીશ.

એવા એવા કાયદા બંધાયાથી કેટલાએક લોકોને પોતાની નાતમાં કન્યા ન મળ્યાથી આખો જન્મ સ્ત્રી વિના કાઢવો પડેછે. તથા

પાંચ વર્ષની પરણાવેલી કન્યા રાંડે તો તેને પુરૂષવિના જન્મ કાઢવો પડેછે. પછી તેવા માણસોમાંથી કેટલાંએક વ્યભિચાર, ચોરી, ખુન, વગેરે કુકર્મ કરવા લાગેછે. તેથી અસલના કાયદા જે વ્યભિચાર, ચોરી, ખુન કરનારને પંગતિ બહાર કાઢવા જોઈએ એવા હતા તે હાલમાં બિલકુલ તૂટી ગયા જેવા જણાયછે. અને કોઈ નાતના નઠારા બંદોબસ્તમાંથી છૂટવા કોઈ ચહાય, તો તે બની શકતું નથી, કેમકે બીજી નાતવાળા તેને સંઘરતા નથી, તેથી હેરાન થવું પડેછે. કોઈ વખત નાતના ઘણા લોકો એકઠા મળીને કોઇ એક ગરીબ માણસને હેરાન કરવા તત્પર થાયછે, તે વખત તે ગરીબ માણસ ઘણો દુઃખમાં પડેછે. વળી હાલમાં તો કેટલીએક નાતોમાં, તેમાં મુખ્ય બ્રાહ્મણોમાં, માંહોમાંહી ઘણી અદાવત ચાલેછે. એ વગેરે વિસ્તારથી વર્નાક્યુલર સોસાઈટીના ૪ સવાલ ઉપર ધ્યાન રાખીને,

**१. ज्ञात्युत्पत्ति भाग, २. ज्ञातिभेद भाग,**
**३. ज्ञात्याचार भाग, ४. ज्ञातेर्लाभालाभ भाग.**

એવા નામના ચાર ભાગનો જ્ઞાતિનિબંધ નામે આ ગ્રંથ હું મારી બુદ્ધિપ્રમાણે રચું છું. તેમાં કેટલાએક ગ્રંથોની વાતો, તથા કાંઈ મારો અભિપ્રાય પણ લખીશ. તે લખવામાં કાંઈ ઠીક અઠીક લખાય તો વિદ્વાન લોકોએ ક્ષમા રાખીને આ ગ્રંથ સુધારવો. ઘણુંકરીને અસલ હિંદુ શાસ્ત્રથી વિરૂદ્ધ વાતો નહિ લખું, તે એટલા સારૂ કે તેણે કરીને મારા પંડિત સ્વદેશિયો આ ગ્રંથ વાંચીને પ્રસન્ન થાય. બાકી જે મૂર્ખ છે તે શાસ્ત્રનું મત સમજ્યા વિના આ ગ્રંથની નિંદા કરશે તો તેની કાંઈ ફિકર નથી.

# જ્ઞાતિ નિબંધ.

---

## જ્ઞાત્યુત્પત્તિ. ભાગ ૧ લો.

---

### પ્રકરણ ૧ લું.

### બ્રાહ્મણોની ઉત્પત્તિ.

હિંદુ લોકોના વેદ આદિક શાસ્ત્રમાં લખ્યું છે કે, પરમેશ્વરે માણસોમાં પહેલવેલું ચાર વર્ણપણું, તે માણસોના ગુણ કર્મને ભેદે કરીને ઉપજાવ્યું.

**ભગવત ગીતામાં લખ્યું છે કે,**

**॥ चातुर्वर्ण्यंमयासृष्टं, गुणकर्म्मविभागशः ॥**

**અર્થ.**

અરજુનને શ્રી કૃષ્ણ કહેછે,-માણસના ગુણકર્મના વિભાગથી ચાર વર્ણપણું મેં ઉપજાવ્યુંછે.

હવે એની મતલબ એવી સાફ માલમ પડેછે કે, સગા ચાર ભાઈઓ હોય, તેમાં એક ભાઈના ગુણકર્મ બ્રાહ્મણના જેવા હોયછે, અને બીજાના ક્ષત્રી, વૈશ્ય, અથવા શૂદ્રના જેવા હોયછે, ત્યારે શાસ્ત્રના મત પ્રમાણે તો એ ભાઈઓના વર્ણ જૂદા જૂદા જાણવા જોઈએ.

ભગવદ્ગીતામાં બ્રાહ્મણના ગુણ કર્મ આ રીતે કહ્યા છે.

शमोदमस्तपः शौचंक्षांतिरार्जवमेवच;
ज्ञानंविज्ञानमास्तिक्यं, ब्रह्मकर्मस्वभावजम्. ?

**शम** એટલે અંતઃકરણમાં નઠારા વિચાર થાય નહિ. **दम** એટલે પોતાને વશ્ય ઇંદ્રિયોને રાખવી. **तप** એટલે પરોપકાર કરવા સારૂ તથા ઉનમત્તપણું ન આવવા સારૂ, પોતાને શરીરે દુઃખ ભોગવવું. **शौच** એટલે બહાર અને અંતઃકરણમાં પવિત્ર રહેવું. **क्षांति** એટલે માન અપમાન સાંખવાપણું. **आर्जव** એટલે લાયકપણું. **ज्ञान** એટલે જાણપણું. **विज्ञान** એટલે નિશ્ચય કરવાપણું. **आस्तिक्य** એટલે આ જગત્નો બનાવનાર પરમેશ્વર, તથા સારાં કામ કરવાથી પુણ્ય અને નરસું કરવાથી પાપ, પાપીને રહેવાને નર્ક અને સારાને વાસ્તે સ્વર્ગ, એ પાંચ વાનાં જરૂર છે, એવો નિશ્ચય વિશ્વાસ જેનામાં હોય, તે આસ્તિકપણું કહિયે. અને એવો વિશ્વાસ જેનામાં ન હોય તે નાસ્તિકપણું કહિયે. એવું નાસ્તિકપણું જેમાં ન હોય ને સદા આસ્તિક હોય, એ બ્રાહ્મણના સ્વભાવનું કર્મ છે. એટલે એવા ગુણ જેમાં હોય તે બ્રાહ્મણ કેહેવાય એમ કહ્યુંછે.

વળી **મોક્ષધર્મ**માં લખ્યુંછે કે,

श्लोक.

नक्रुध्येन्नप्रहृष्येच्च, मानितोमानितश्चयः
सर्वभूतेष्वभयद, स्तंदेवाब्राह्मणंविदुः ॥१॥
जीवितंयस्यधर्मार्थं, धर्मोहर्यर्थमेवच,

अहोरात्राश्चपुण्यार्थं, तंदेवाब्राह्मणंविदुः॥२॥

અર્થ.

જે પુરૂષનું કોઈ અપમાન કરે તોપણ ક્રોધ ન કરે, અને કોઈક ઘણી આબરૂ આપે તેણે કરીને ઘણો હરખાઈ જાય નહિ. અને સર્વ પ્રાણી માત્રને નિર્ભયપણું આપનાર (જ્ઞાન આપીને નરકના ભયથી ઉગારનાર અથવા કોઇને ભય ન આપનાર) તેવા પુરૂષને દેવતાઓ બ્રાહ્મણ કહેછે. વળી જેનું જીવતર ધર્મના કામ સારૂજ છે, અને જેનો ધર્મ પરમેશ્વરનેજ અર્થે છે, (પણ માણસને દેખાડવા માત્ર નથી) અને જેના રાત દહાડા પુણ્યના કામને અર્થે છે, તેને દેવતાઓ બ્રાહ્મણ કહેછે.

ઈત્યાદિક ગ્રંથો ઉપરથી જણાયછે કે અસલની વખતમાં કોઇ કુળનું નામ બ્રાહ્મણ નહોતું, પણ જે વિદ્યા ભણીને અક્રોધપણા આદિક ગુણ મેળવીને લોકોને ધર્મનો ઉપદેશ કરતા હતા, તેઓ બ્રાહ્મણ કહેવાતા હતા.

શંકર સ્વામીએ વજ્રાસુચીકોપનિષદમાં લખ્યું છે કે બીજી જાતિયોમાં ઉપજેલા મોટા રૂષિયો ઘણા થઇ ગયા છે.

**शृंगिरुषि**......મૃગલીથી ઉત્પન્ન થયા છે, એટલે એ સિવાય એનાં માબાપ જાણ્યામાં નથી, તોપણ સારાં આચરણથી તે મહારૂષિ થયા.

**कौशिकरुषि**...દર્ભના તૃણમાં જન્મ્યા, તે પણ એજ રીતે જાણવું.

**गौतम**.........સસલાના વાંસામાંથી પેદા થયા.

**वाल्मिक** ......રાફડામાંથી ઉપજ્યા.

**दोणाचार्य** ......પડીઆમાંથી ઉપજ્યા. મતલબ કે તેમનાં મા-બાપની ખબર નથી.

**व्यासरुषि**......ખલાસીઆની દીકરીથી જન્મ્યા.

**वशिष्टरुषि**......વેશ્યાથી જન્મ્યા.

**पराशर** .........ચંડાળણીથી જન્મ્યા.

**नारद**............દાસીના દીકરા છે.

**एतेषांजातत्रिनापिसम्यक्, ज्ञानविशेषाद्ब्राह्मण्य;**
**मत्युत्तमंश्रूयतेतस्माज्जात्याब्राह्मणोनभवत्सेत्र. इति.**

**અર્થ.**

ઉપર લખેલાઓનું જાતિ વિના પણ સારી રીતે જ્ઞાન વધવાથી બ્રાહ્મણપણું ઘણું ઉત્તમ સાંભળીયે છીએ. તે માટે જાતિએ કરીનેજ બ્રાહ્મણ ન હોય, એટલે પરમેશ્વરે બ્રાહ્મણની નાત ઉપજાવી નથી. જેમાં સારા ગુણ આવે તે બ્રાહ્મણ થાય એમ શંકર સ્વામીએ કહ્યુંછે. પછી એવા એવાનો એક જથો બંધાયો હશે તે બ્રાહ્મણ જાતિ કહેવાયા. આજ પણ લોકોમાં ચાલ છે કે ગુણીજન હોય તેને ગુણીજનનોજ સંગ ગમેછે. અને હાલમાં નાતોના કાયદા ઘણા સખ્ત બંધાઈ ગયાછે, તેથી બીજા નાતવાળાની જોડે બેશીને જમવાનો તથા સગપણ કરવાનો વેહેવાર કરાતો નથી; તોપણ કેટલાએક લોકો સમાન ગુણવાળા તથા એક રોજગારવાળા ભેગા થઈને બેસેછે અને પરસ્પર જેવો વિનોદ કરેછે, એવો આનંદ જૂદા રોજગારવાળા સાથે

તથા ન્યુનાધિક ગુણવાળા સાથે થતો નથી. જૂદી જૂદી નાતોના લોકો પણ–ખેડુ ખેડુ સાથે, વિદ્વાન વિદ્વાન સાથે, અને વેપારી વેપારી સાથે–મીજબાની, મીજલસ, આનંદ, વારતા વગેરે કરેછે. વિવાહના કામમાં પોતાની નાતમાં પણ વિદ્વાનની દીકરી વિદ્વાનને ઘેર દેવાય, અને વેપારીની દીકરી વેપારીને ઘેર જાય, તો આ વખતમાં પણ તે લોકો પરસ્પર ઘણા રાજી થાયછે. એજ રીતે બ્રાહ્મણની નાત બંધાવાનું મૂળ કારણ જણાયછે. બ્રાહ્મણનો ધર્મ ચલાવનાર સઉથી પેહેલા ૪ પુરૂષો થયા, તેમનાં નામ. **सनक, सनंदन, सनातन, सनत्कुमार**. એ ૪ રૂષિ કહેવાયા. તેઓનું મત એવું હતું કે અમારે પરણવું નહિ, અને ધર્મનો ઉપદેશ કરવો. એ સનકાદિકનો જે બાપ તેને બ્રહ્મા કહેછે. અને એ બ્રહ્માના વંશના મનુ વગેરે કેટલાએક ક્ષત્રી હતા, અને કેટલાએક વૈશ્ય તથા શૂદ્ર હતા, એ સર્વે વાત શ્રીમદ્ ભાગવત વગેરે પુરાણોમાં વિસ્તારથી લખેલીછે. અને ત્યાર પછી સ્ત્રીપુત્રવાળા બ્રાહ્મણો સઊથી પેહેલા ૭ નામીચા થયા, કે જે હાલ સૂધી પેહેલા પૂજાયછે. **गौतम, भरद्वाज, विश्वामित्र, जमदग्नि, वशिष्ट, कश्यप** અને **अत्री**. તે કેટલાએક રૂષિને એક એક સ્ત્રી, કોઈને બે, અને કોઈને ત્રણ પણ હતી.

ગૌતમની સ્ત્રી અહીલ્યા, અને જમદગ્નીની રેણુકા (કે જેના પુત્ર પરશુરામ થયા, જેણે ૨૧ વાર ક્ષત્રિયોને મારી નાંખીને બ્રાહ્મણોને રાજ્યનો અધિકાર આપ્યો હતો, પણ અંતે રામચંદ્રજીએ એનું રાજ્ય લેઈ લીધું). કશ્યપને અરૂંધતી સિવાય બે સ્ત્રિયો દીતી અને અદીતી નામની હતી. તેમાં અદીતીના દીકરા સર્વે દેવ હતા, એટલે હિંદુ-

ધર્મવાળા હતા. અને દીતીના દીકરા સર્વે દૈત્યો હતા એટલે હિંદુ-ધર્મથી અવળા ચાલતા હતા, એમ પુરાણમાં લખ્યું છે. (પુરાણ શબ્દનો અર્થ જૂનુંશાસ્ત્ર.) બ્રાહ્મણના ધર્મનો મૂળ દિવસ બળેવ, કે જે દહાડે બ્રામણો જૂની જનોઈ કાઢીને નવી પહેરે છે, ત્યારે પોતાના ધર્મમાં જે નામીચા રૂષિઓ થઈ ગયા તેઓનાં નામ લઈને તર્પણ કરેછે, ત્યારે સઉથી પહેલા એ ૭ રૂષિનું પૂજન કરેછે. અને ઉત્તરમાં ધ્રુના તારાને જે સાત તેજસ્વી તારા પ્રદક્ષિણા ફરેછે તેજ એ સાત રૂષિના તારા છે, અને તેથી છેલ્લો આઠમો તારો છે, તે અરૂંધતીનો છે એમ હિંદુશાસ્ત્રમાં લખ્યુંછે. થઇ ગએલા રૂષિઓના નામની યાદગીરી રહેવાસારૂ એ તારાનાં નામ પાડેલાં હશે એમ સંભવેછે. હાલમાં એ સાત રૂષિના વંશના બ્રાહ્મણો ઘણા છે. વશિષ્ટ રૂષિ રામચંદ્રજીના બાપના ગોર હતા.

---

## પ્રકરણ ૨ જું.

હાલમાં જેમ જૂદી નાતો છે તેમ અસલમાં જૂદા જૂદા મત બંધાયા તે વાત આ બીજા પ્રકરણમાં લખું છું. ઉપર લખેલા રૂષિયો પછી પણ કેટલાએક નામીચા રૂષિ થયા, તેઓના તથા એ સાત રૂષિના મતના મંત્ર, વેદની સંહિતામાં છે. એ વખતમાં **अर्चिमार्ग** અને **धूममार्ग** એવા બે ધર્મના મત ચાલતા હતા. તેની વાત વેદમાં કાંઈ લખેલીછે. એ મત એવા હતા કે ધૂમ માર્ગ, એટલે પરંપરાની રીતે અગ્નિ વગેરેની પૂજા કરવી. અને અર્ચિમાર્ગ

એટલે પરમેશ્વર સંબંધી વિચાર અક્કલ પહોંચાડીને કરવો. રામચંદ્રજીની વખતમાં શિવલિંગ પૂજવાનો ચાલ હતો, એમ રામાયણ ઉપરથી જણાયછે. ત્યારપછી કેટલાએક રૂષિયોએ પોત પોતાના અભિપ્રાયને મળતા મંત્ર તથા વાક્યો વેદમાં વધતાં ઘટતાં કીધાં, અને ૩ વેદ થયા. **ऋग्वेद, यजुर्वेद**, અને **सामवेद.** એ [૧]ત્રણ વેદનોજ મહિમા પુરાણમાં ઘણે ઠેકાણે લખ્યોછે. ત્યારપછી કેટલાએક કાળે ચોથા અથર્વણ વેદના બ્રાહ્મણો થયા, ત્યારે તેઓના ઉપર બીજા સર્વ બ્રાહ્મણો ઘણી અદાવત રાખતા હતા. અથર્વણી બ્રાહ્મણોની [૨] નિંદા ઘણે ઠેકાણે ગ્રંથોમાં લખીછે. અને હાલમાં પણ અથર્વણી બ્રાહ્મણ ઘણા ઓછા છે. અને અથર્વ વેદને મુસલમાનના કુરાનની બરોબર એટલે હિંદુધર્મથી ઊલટો જાણતા હતા. તેથી હાલમાં પણ કોઇ મુસલમાન કુરાન વાંચતો હોય તો કોઇ બ્રાહ્મણ પરંપરા સાંભળ્યાથી એમ કહેછે કે એ મુસલમાન અથર્વવેદ ભણેછે. એ રીતે આજના લોકો તો સાફ દિલથી કહેછે, પણ તેઓને કાંઇ માલમ નથી કે આ અદાવતનું વચન છે. ત્યારપછી એક એક વેદના બ્રાહ્મણોમાંથી પણ જૂદી જૂદી શાખાઓના બ્રાહ્મણ થયા, અને કેટલાએક પોતાના મત જૂદા ચલાવવા લાગ્યા, તેની વાત સંક્ષેપે **ચરણવ્યુહ** નામે ગ્રંથ છે તેમાં લખી છે. કેટલાએક કહેછે કે એક વેદના

---

१ त्रयोवेदास्त्रयोग्न्य इत्यादि.

२ ज्योतिर्वैद्यह्यथर्वाणः पौराणो ग्राम याचकः
पंचविप्रा न पूज्याश्च, बृहस्पति समायदि ॥१॥

૪ ભાગ કરીને બ્રાહ્મણોને વહેંચી આપ્યાછે, લડાઇથી જૂદા પડ્યા નથી. પણ એ વાતનો મેં સારીપઠે તપાસ કીધોછે કે એક ગ્રંથના ૪ ભાગ કરે એમજ ચાર વેદની સંહિતાઓ નથી. ઘણુંકરીને એના એજ મંત્ર ૪ સંહિતામાં છે. પણ તેનાં વાક્યો ફેરવેલાંછે. અને ઋગ્વેદની સંહિતા સઊથી મોટી ૬૪ અધ્યાયની છે કે જેનો તરજુમો ઇંગ્રેજીમાં થયોછે. યજુર્વેદની સંહિતા ૪૦ અધ્યાયની છે. પણ વિચારી જોઇયે તો તેમાં કેટલાએક મંત્ર પછીથી ભેળવેલા માલમ પડેછે. કેમકે વેદની ભાષા પુરાણ તથા કાવ્યોને બહુ મળતી આવતી નથી. અને યજુર્વેદના કેટલાએક મંત્રોની ભાષા પુરાણ તથા કાવ્યને મળતી આવેછે. વળી હરેક વેદમાં ઉપનિષદ પછીથી થયાં હોય, એમ જણાયછે. કેમકે તેમની ભાષા પણ પુરાણોને ઘણી મળતી આવેછે. કેટલાંએક ઉપનિષદોમાં બનાવનારનું નામ લખ્યું નથી, તેનું કારણ એવું લાગેછે કે બનાવનારનું નામ પ્રસિદ્ધ કરવાથી અનાદિપણું ગ્રંથનું કહેવાતું નથી, એમ જાણીને નામ લખ્યાં નહિ હોય. પણ વેદના મંત્રને વાસ્તે તો સામ વેદની અનુક્રમણિકામાં લખ્યું છે કે મંત્રનો રૂષિ ( બનાવનાર ), છંદ, તથા દેવતા (જે દેવનું વર્ણન તેમાં છે) એ ત્રણ વાનાં જાણ્યાવિના મંત્ર ભણશે તેનું કાંઇ ફળ મળશે નહિ, ઊલટું પાપ લાગશે.

વળી અર્થ સમજ્યા વિના વેદ ભણવાનું ફળ કાંઇ નથી, એમ વ્યાસસ્મૃતિમાં પણ લખ્યું છે.

**वेदस्याध्ययनंसर्वं, धर्मशास्त्रस्यवाऽपियत्**
**अज्ञानतोर्थतत्सर्वं, तुषाणांकंडनंयथा ॥ १ ॥**

## અર્થ.

વેદ તથા ધર્મશાસ્ત્ર અર્થવિના ભણે, તે જેવું ફોતરાં ખાંડે એવું છે, તેમાંથી કાંઈ બુદ્ધિનો લાભ થનાર નથી. વાસ્તે વેદનો અર્થ તથા બનાવનારનાં નામ, વેદ ભણનારાઓએ જરૂર જાણવાં જોઈએ.

ઋગ્વેદનું અત્રિ ગોત્ર છે, યજુર્વેદનું કસ્યપ ગોત્ર છે, સામ-વેદનું ભારદ્વાજ ગોત્ર છે, અને અથર્વવેદનું વૈતાનસ ગોત્ર છે. ગોત્ર એટલે વંશમાં પહેલા પુરૂષનું નામ છે. એ ચાર વેદનાં ગોત્રના જે ૪ બ્રાહ્મણો કહ્યા તેઓની વખતમાં ૪ વેદ જૂદા પડયા હોય એમ જણાતું નથી. પણ જ્યારે એ વેદો જૂદા પડયા ત્યારે તે તે વેદના મતવાળા એમ કહેતા હશે કે ફલાણા રૂષિ અમારાજ વેદને મા-નતા હતા, વાસ્તે એ રૂષિ અમારા વેદનું ગોત્ર છે. અને ત્યાર પ-છી તો ૪ વેદના બ્રાહ્મણોની વંશાવળી જૂદી જૂદી પ્રસિદ્ધ છે. પછી તેમાં પણ કોકિલમત વગેરે કેટલાએક મતના બ્રાહ્મણો થયા, અને કોકિલસ્મૃતિમાં એ કોકિલમતથી ઊલટા ચાલનારાઓની નિંદા કી-ધી છે, તેથી જણાયછે કે એક જથામાંથી બે ભાગ જે જૂદા પડયા તેનું કાંઇ ટંટા વિના બીજું કારણ જણાતું નથી.

અસલના વખતમાં જૂદી જૂદી નાતોના ટંટા કાંઈ માલમ પડતા નથી. પણ જૂદા જૂદા મતના ટંટા હોય, એમ જ-ણાય છે. ફલાણા મતનો બ્રાહ્મણ ફલાણા મતના બ્રાહ્મણથી વટલાય એવી વાત કાંઇ હતી નહિ. અને વેદમાં હિંદુધર્મ કેવી રીતે લ-ખ્યો છે અને શી રીતે રૂષિયો ચાલતા હતા તે વાત જો પ્રગટ

લખીએ તો કેટલાએક અજ્ઞાની લોકોને ઘણી વસમી લાગે, કેમકે આ વખતનો ધર્મ તે વખતનાથી ઘણો ફરી ગયોછે. વેદના મતના ટંટા બાબત વળી આજ પણ કોઇ રાજા શતચંડી, વાસ્તુ પૂજા, વગેરે જ્યારે કરાવેછે, ત્યારે યજુર્વેદી બ્રાહ્મણો રાજાને કહેછે કે યજુર્વેદ સઉથી મોટો છે, વાસ્તે રાજાઓએ તો યજુર્વેદી બ્રાહ્મણને આચારજ કરીને હોમ કરાવવો, એમ શાસ્ત્રમાં કહ્યુંછે. એ વાત સાંભળીને સામવેદી બ્રાહ્મણના મનમાં ઘણું માઠું લાગેછે, ને તે કહેછે કે શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે **वेदानां सामवेदोस्मि** એટલે સામવેદ છે તે હું છું, વાસ્તે રાજા તથા પ્રજાએ સામવેદનુંજ ક્રિયમાણ કરવું જોઇએ. એજ રીતે બીજા વેદવાળા પણ પોતાના વેદનો મહિમા વખાણેછે.

એ રીતના જૂદા જૂદા મતના ટંટાનું સમાધાન થવાનું કારણ એ છે કે જૈન ધર્મવાળાઓએ બ્રાહ્મણોના ધર્મને હરકત કીધી, અને કેટલાએક બ્રાહ્મણ તથા રાજાઓ જૈનધર્મી થયા. એવામાં એટલે વિક્રમથી અગાઉ આશરે વર્ષ ૧૦૦ ઉપર શંકરાચાર્યે સન્યાશીનો ધર્મ ચલાવીને જૈનમતને હઠાવ્યો. અને બ્રાહ્મણોમાં સંપ કરાવીને એક બીજાના મતની નિંદા કરવી નહિ, અને જે જે રૂષિના મતને જેઓ માનતા હોય તેના વંશના જે થાય તેઓએ એજ મત માનવો, એવો ઠરાવ કરીને એ ટંટો સમાધાન કીધો હોય એમ જણાયછે.

એ શંકરસ્વામીનો મત એવો હતો કે માંસ ખાવું નહિ. એ વાત કબૂલ કરનારા પાંચદેશના બ્રાહ્મણો દ્રાવિડા કહેવાયા. અને ન કબૂલ કરનારા પાંચદેશના ગૌડ કહેવાયા. આ પ્રમાણે એ બે જથા એ વખતમાં જૂદા પડ્યા.

## श्लोक.

महाराष्ट्रांध्रद्राविडाः कर्णाटश्चैवगूर्ज्जराः
द्राविडाःपंचधाप्रोक्ताः विंध्यदक्षिणवासिनः ।१।
सारस्वताःकान्यकुब्जाःगौडाउत्कलमैथिलाः
गौडाःपंचविधाःप्रोक्ताः विंध्याद्युत्तरवासिनः।२।

## અર્થ.

વિંધ્યાચળથી દક્ષિણના દેશ, એટલે મહારાષ્ટ્રદેશ, આંધ્રદેશ, દ્રવિડદેશ, કર્ણાટદેશ, અને ગૂજરાત, એ પાંચદેશના રહેનારા બ્રાહ્મણો દ્રાવિડા કહેવાયછે. ॥૧॥

અને વિંધ્યાચળથી ઉત્તરના એટલે [1]સારસ્વતદેશ, કનોજદેશ, [2]ગૌડદેશ, ઉત્કળદેશ, મૈથિલદેશ, એ પાંચ દેશના બ્રાહ્મણો ગૌડા કહેવાયછે. ॥૨॥

આજસૂધી પણ ગૌડ બ્રાહ્મણો માંસ ખાયછે. અને એ ગૌડ, તથા દ્રાવિડ, એક બીજાનું પાણી પીવાથી વટલાયછે.

દક્ષિણમાં હાલસૂધી જૂદા જૂદા વેદ ઉપરથીજ જૂદી નાતો છે. પણ ત્યાંના બ્રાહ્મણો ઘણુંકરીને વિદ્વાન છે, તેથી ગૂજરાતના જેટલી બ્રાહ્મણોની જૂદી જૂદી નાત્યો ત્યાં નથી. [3]મહારાષ્ટ્ર, [4]કોકણસ્થ, અને કરાડા, એ ત્રણ ભેદ છે. તેમાંથી યજુર્વેદી, ઋગ્વેદી, વગેરે જૂદા સંભા છે. પણ તેઓ એક બીજાથી વટલાતા નથી. કોઈ વખતે એક બીજાની નાત્યમાંથી કન્યા પણ લાવેછે. કર્ણાટક દેશમાં

---

૧ કાશ્મિર. ૨ નેપાળ. ૩ દેશસ્થ. ૪ ચીતપાવન.

પણ કર્ણાટકી એકજ નાત્યના બ્રાહ્મણો છે. તૈલંગમાં પણ તૈલંગા બ્રાહ્મણ એકજ નાત્યના છે. દક્ષણિ, કર્ણાટકી, તૈલંગા, એઓને માંહો-માંહી જમવાનો વહેવાર છે ખરો.

---

## પ્રકરણ ૩ જું.

### જૂનાં પુસ્તકો બાબત.

હિંદુ લોકોનાં જાનાં પુસ્તકોમાં સઉથી અગાઉ ઉપર લખ્યા પ્રમાણે ચાર વેદની સંહિતાઓ થઈ. ત્યાર પછી વાલ્મિક નામના ઋષિએ વાલ્મિકી રામાયણનું પુસ્તક બનાવ્યું. ત્યારપછી વ્યાકરણ પંડિતોએ ને પાણીનીય નામે બ્રાહ્મણે બનાવ્યાં. પછી મહાભારતનું પુસ્તક થયું, ત્યાંથી તો એવો ચાલ બંધાયો કે જે જે પુસ્તક પુરાણનું બનાવે, તેના કવિઓ તથા વાંચનારાઓ પણ વ્યાસ એવુંજ નામ પોતાનું ઠરાવેછે. તે હાલ સૂધી પણ કોઈ ગ્રંથ બનાવવા ચહાયછે, તો તે પુરાણમાં ભેળવી દેછે. જેમ ઔદિચ્યપ્રકાશ સ્કંદપુરાણમાં છે. એવાં પુરાણ ૧૮ કહેવાયછે. વિક્રમની આગળ કેટલાએક કવિયો હતા, તથા ભોજરાજાની વખતમાં મોટા કવિ બ્રાહ્મણો હતા, તેમાં કાલિદાસ નામે કવિ કે જેણે રઘુવંશ કાવ્ય બાંધ્યું છે, તે માંછલાં ખાવાના કામમાં લાવતો હતો. પણ એ વખતમાં જૈન મતના જોરથી છાની રીતે એ કામ કરતો હતો. તેનો એક દાખલો છે કે એક સમે કાલિદાસ નદીમાંથી માંછલી પકડીને ભીજાએલા લૂગડામાં વીંટીને ઘેર લાવતો હતો, તે વખત રાજા સામો મળ્યો, ત્યારે રાજાએ પૂછ્યું કે,

श्लोक.

कुक्षौकिंममपुस्तकंकिमुदकंकाव्येषुसारोदकं ॥
पुछंकिंखलुतालपत्रालिखितंतस्माद्गुणाढ्यंभवेत् ॥
गंधःकिंखलुरामरावणगदायुद्धेषुजातोरसो ॥
जीवःकिंममगूढमंत्रलिखितंसंजीवनंपुस्तकम्॥१

અર્થ.

કાખમાં શું છે? પંડિતે કહ્યું કે મારૂં પુસ્તક છે. રાજાએ કહ્યું કે પાણી કેમ ઝરેછે? કાલિદાસે કહ્યું કે મારી કવિતામાં અમૃત ભર્યુંછે તે ઝરેછે. રાજાએ પૂછ્યું કે પૂંછડા જેવું શું છે? જવાબ દીધો કે તાડપત્રમાં લખેલુંછે, માટે દોરડીએ બાંધ્યુંછે. ગંધાયછે કેમ? ઉત્તર. રામાયણના યુદ્ધમાં ગંધ છે. પ્રશ્ન—જીવ કેમ છે? ઉત્તર. ગૂઢમંત્ર લખેલા છે તેથી મારૂં પુસ્તક સજીવન છે.

એ વગેરે સવાલ જવાબ થયા, તેથી જણાયછે કે, તે વખતમાં એવો ચાલ હતો પણ કાંઈક છાની રીતે હતો ખરો. પૂરાણો થવાની વખતમાં કેટલાએક બ્રાહ્મણોએ પોતપોતાના અભિપ્રાયની સ્મૃતિયોનાં પુસ્તકો બનાવ્યાં. તેમાં એક બીજાના અભિપ્રાયને કેટલીક વાત મળતી આવતી નથી. જેમકે યાજ્ઞવલ્કય સ્મૃતિવાળે લખ્યું છે કે,

श्लोक.

यदुच्यतेद्विजातीनां, शुद्रादारोपसंग्रहः
नैतन्ममयतंयस्मात्तत्रात्माजायतेस्वयं॥१॥

### અર્થ.

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય એ ત્રણ જાતિના પુરૂષોએ શૂદ્રની કન્યા પરણવાનો વહેવાર રાખવો, એમ કેટલાએક સ્મૃતિવાળા કહેછે, પણ મારૂં મત એમ નથી. કેમકે તે સ્ત્રીમાં પોતાનો આત્મા પુત્રરૂપે ઉપજેછે, વાસ્તે એ ત્રણ જાતવાળાએ શૂદ્રની કન્યા પરણવી નહિ, એવો મારો અભિપ્રાય છે. એ રીતે કેટલીક સ્મૃતિઓના અભિપ્રાય જૂદા પડેછે. સ્મૃતિ શબ્દનો અર્થ યાદગીરી, એટલે જે રૂષિને જેટલી વાત ચાલ ચલગત બાબત યાદ આવી, તેટલી વાત તેણે લખી, જે આવી ચાલ રાખવી જોઇએ. તેમાં જે રૂષિ જે દેશમાં રહેતા હશે તથા જે રૂષિના વખતમાં જેવો સમય હશે તે પ્રમાણે તેઓએ લખ્યુંછે. તેથી એક બીજાના મતમાં કાંઈ તફાવત હોયછે.

---

## પ્રકરણ ૪ થું.

આ પછી બ્રાહ્મણોમાં ૮૪ નાત્યો બંધાઈ, તેનાં નામ લખીને પછી તે બંધાવાનું કારણ વિગતવાર લખીશ.

### શ્લોક.

૩ × ૧૮ ૮ ૧૭
त्र्यांतत्रयंचाष्टदशैवरांता, डांताष्टकंसप्तदशैववालाः

---

×આ શ્લોક કોઈ ગ્રંથમાં જોવામાં આવ્યો નથી તેથી કોઈ પંડિતે બનાવેલો છે એમ જણાય છે.

यांताश्चलांताश्चनवैवढांत, कांतद्वयंगांतयुगंचवांतौ. १

णांतत्रयंतांतयुगंरुपाशाखुवाचटाताश्चतुराशिविप्राः

**અર્થ.**

ચ્ય, અંતે છે જે નામમાં એવી ૩ નાત્યો છે; રા, અંતે એવી ૧૮. ડા, અંતે એવી ૮. વાલ ૧૭. યા ૯. લા ૯. ઢ ૨. ક ૨. ગ ૨. વ ૨. ણુ ૩. ત ૨. ૨ ૧. પા ૧. શા ૧. ખુ ૧. વા ૧. ટા ૧. તા ૧. એ રીતે ૮૪ નાત્યો છે.

સહસ્ત્ર
૧. સિધપુરા ઔદિચ્ય.
૨. સીહોરા ઔદિચ્ય.
૩. ટોળકિયા ઔદિચ્ય.

૪. વડનગરા.
૫. વિસલનગરા.
૬. સાઠોદરા.
૭. પ્રશ્નોલા.
૮. ક્રશ્નોલા.
} નાગર.

૯. સાચોરા.
૧૦. ઊદંબરા.
૧૧. નરસાપરા.
૧૨. વલાદરા.
૧૩. પંગોરા.
૧૪. નાંદોદરા.
૧૫. ગિરનારા.
૧૬. સોમપરા.
૧૭. હરસોરા.
૧૮. જોસધરા.
૧૯. ગંગાપુત્રા.
૨૦. મોઢમૈત્રા.
૨૧. ગોમિત્રા.

---

૨૨. ચિત્રોડાનાગર.
૨૩. શ્રીગોડા.
૨૪. ગુર્જરગોડા.
૨૫. કરેડા.
૨૬. વાયડા.
૨૭. ભટમેવાડા.
૨૮. ત્રવાડીમેવાડા.
૨૯. દ્રાવિડા.

૩૦. દેશાવાલ.
૩૧. રાયકવાલ.
૩૨. રોઢવાલ.
૩૩. ખેડાવાલ.
૩૪. સિંદુવાલ.
૩૫. પલ્લીવાલ.
૩૬. ગોમતીવાલ.
૩૭. ઈંટાવાલ.
૩૮. મેડતાવાલ.
૩૯. ગયાવાલ.
૪૦. અગસ્ત્યવાલ.
૪૧. પ્રેતવાલ.
૪૨. યાજ્ઞિકવાલ.

૪૩. ધોડવાલ.
૪૪. પુદવાલ.
૪૫. ઊનેવાલ.
૪૬. રજવાલ.
૪૭. કણોજીયા. } કપોળના ગોર.
૪૮. શરવરીયા. } કપોળના ગોર.
૪૯. કંડોલીયા. } કપોળના ગોર.
૫૦. કરખેલીયા.
૫૧. પરવાલીયા.
૫૨. સોરઠીયા.
૫૩. તંગમોડીયા.
૫૪. સણોઠીયા.
૫૫. વંશવધા.

---

૫૬. મોતાળા.
૫૭. જારોળા.
૫૮. રાયપુળા.
૫૯. કપિલા.
૬૦. અક્ષયમંગલા.

૬૧. ગુગળી.
૬૨. નાપલ.
૬૩. અનાવળા.
૬૪. શ્રીમાળી.

---

૬૫. ત્રીવેદીમોઢ.
૬૬. ચાતુર્વેદીમોઢ.
૬૭. વાલ્મિક.

૬૮. નારદીક.
૬૯. કલિગા.
૭૦. તિલિગા.

---

૭૧. ભાર્ગવ.

૭૨. માલવી.

| | |
|---|---|
| ૭૩. નંદુઆગુા. | ૭૯. દાહિયા. |
| ૭૪. ભરથાણા. | ૮૦. ચોવિશા. |
| ૭૫. પુષ્કરણા. | ૮૧. જાંબુ. |
| ૭૬. સારસ્વત. | ૮૨. મરેઠા, મહારાષ્ટ્ર. |
| ૭૭. ખડાયતા. | ૮૩. દધિચ. |
| ૭૮. મારૂ. | ૮૪. લલાટ. |

એ નાત્યોમાં શ્રીમાળી, દેશાવાલ, કંડોળિયા, મોતાલા, અને ઉનેવાલ, એ પાંચ નાતોવાળા કોકિલ મતને માનેછે.

---

## પ્રકરણ ૫ મું.

### ઔદિચ્ચની ઉત્પત્તિ.

હવે સઉથી પેહેલી જે સહસ્ત્ર ઔદિચ્ય તથા ટોળકિયા ઔદિચ્યની નાત્યો કહી, તે કેઈ વખતમાં અને શી રીતે બંધાઈ, તે બાબતના શ્લોક ઔદિચ્ય પ્રકાશના ૩૬ મા અધ્યાયમાં પેહેલ વેલા છે.

### શ્લોક.

इत्थंयेमूलराजेन, मुनिपुत्राः सुवर्चसः
पदादिग्रामदानैश्च, सहस्त्रंतींपताद्विजाः १
ततोजाताद्विजेंद्रास्ते, सहस्त्राख्यामहर्षयः
उदीच्यास्क्षत्रचान्येये, मुनिपुत्रासुबुद्धयः २
एकीभूत्वास्थिताःपूर्वं, तस्मात्तेटोलकास्मृताः

## અર્થ.

પાટણના મૂળરાજે ઉત્તર દિશાના બ્રાહ્મણોને બોલાવીને આશરે ૧૫૦ ગામ સહિત સિહોરગામ તથા આશરે ૧૦૦ ગામ સહિત સિદ્ધપુર, ૧૦૦૦ બ્રાહ્મણોને કૃષ્ણાર્પણ વહેંચી આપ્યાં.

એ રીતે મૂળરાજે વાસણ, ઘરેણાં વગેરે તથા ગામો આપીને સારા સારા ૧૦૦૦ બ્રાહ્મણોને પ્રસન્ન કીધા. તે વખતથી તે સહસ્ર ઔદિચ્ય નામના બ્રાહ્મણો થયા. અને તે ઠેકાણે બીજા ઔદિચ્ય સારી બુદ્ધિવાળા એકઠા થઈને ટોળી બાંધીને રહ્યા, કે રાજાનું દાન લેવું નહિ, તે ટોળકિયા ઔદિચ્ય કહેવાયા. એ બ્રાહ્મણોને મૂળરાજે માણસ મોકલીને પ્રથમ જ્યાંથી તેડાવ્યા તે વાત ઔદિચ્ય પ્રકાશના ૩૦ મા અધ્યાયમાં છે.

| | | |
|---|---|---|
| બ્રાહ્મણો. | ૧૦૫ | ગંગા યમુના નદિયોનો જ્યાં સંગમ થાય છે ત્યાંથી. |
| ” | ૧૦૦ | ચ્યવનાશ્રમથી, સામવેદી. |
| ” | ૨૦૦ | કાન્યકુબ્જ દેશથી. |
| ” | ૧૦૦ | કાશીથી. |
| ” | ૨૭૨ | કુરૂક્ષેત્રથી. |
| ” | ૧૦૦ | ગંગાદ્વારથી. |
| ” | ૧૦૦ | નૈમિષારણ્યથી. |
| ” | ૧૩૨ | વળી ત્યારપછી કુરૂક્ષેત્રથી. |
| | ૧૧૦૯ | |

એમાંથી ૧૦૦૦ ને ગામો મળ્યાં, તે ઔદિચ્ય સહસ્ર થયા,

અને બીજા ટોળકિયા થયા. એ સર્વે પોતાનો કબીલો સાથે લઈને આવ્યા હતા. તેમાંના જે ૫૦૦ બ્રાહ્મણોને સિહોર પ્રગણાનાં ગામો મળ્યાં તેટલા સિહોરા ઔદિચ્ય થયા, અને સિદ્ધપુર પ્રગણાનાં ગામો મળ્યાં તેઓ ૫૦૦ સિદ્ધપુરા ઔદિચ્ય થયા. એ રીતે ઔદિચ્ય-ની નાત્યો ૩ થઈ. સિદ્ધપુરા ઔદિચ્ય, સિહોરા ઔદિચ્ય, અને ટોળકિયા ઔદિચ્ય. ટોળકિયા ઔદિચ્યોને ખંભાત વગેરે ગામો ૧૨ આપ્યાં. એ ઔદિચ્ય પ્રકાશના અધ્યાય ૩૭ છે, અને તે સ્કંદપુરા-ણમાં છે, એમ એ પુસ્તકમાં લખ્યુંછે. તે મૂળરાજ ક્યારે થયો તથા તે પુસ્તક ક્યારે થયું તેની સાલ કાંઈ લખી નથી. તેનું કારણ એ જણાયછે કે સાલ લખવાથી એ સ્કંદપુરાણનું જૂનાપણું મટીજાય, અને હાલમાં બનેલું કહેવાય, એમ જાણીને સાલ લખી નથી. પણ હે મારા સ્વદેશી પ્યારા મિત્રો, વિચાર કરો કે એ પાટણ શેહેર સંવત ૮૦૨ ની સાલમાં ચાવડા વનરાજે વસાવ્યું, અને એના વંશના ૭ પુરૂષોએ જુમલે ૧૯૬ વર્ષ રાજ કીધું, ત્યાર પછી સો-લંકી મૂળરાજ સંવત ૯૯૮ ની સાલમાં તખ્ત બેઠો, કે જેણે એ બ્રાહ્મણોને ગામો આપ્યાં.

| ચાવડા. | ગાદીએ બેઠો. | રાજ્ય કીધું. |
|---|---|---|
| ૧. વનરાજ. | સંવત ૮૦૨ થી. | વર્ષ ૬૦ |
| ૨. યોગરાજ. | સંવત ૮૬૨ થી. | વર્ષ ૩૫ |
| ૩. ક્ષેમરાજ. | સંવત ૮૯૭ થી. | વર્ષ ૨૫ |
| ૪. ભુવડ. | સંવત ૯૨૨ થી. | વર્ષ ૨૯ |
| ૫. વૈરીસિંહ. | સંવત ૯૫૧ થી. | વર્ષ ૨૫ |

| | | |
|---|---|---|
| ૬. રત્નાદિત્ય. | સંવત ૯૭૬ થી. | વર્ષ ૧૫ |
| ૭. સામંતસિંહ. | સંવત ૯૯૧ થી. | વર્ષ ૭ |
| | | ૧૯૬ |

**સોલંકી.**

| | | |
|---|---|---|
| ૧. મૂળરાજ. | સંવત ૯૯૮ થી. | વર્ષ ૫૫ |
| ૨. ચામુંડરાજ. | સંવત ૧૦૫૩ થી. | વર્ષ ૧૩ |
| ૩. વલ્લભરાજ. | સંવત ૧૦૬૬ થી. | માસ ૧૧॥૬ |
| ૪. દુર્લભરાજ. | સંવત ૧૦૬૬ થી. | વર્ષ ૧૧॥ |
| ૫. ભિમ. | સંવત ૧૦૭૮ થી. | વર્ષ ૫૦ |
| ૬. કરણ. | સંવત ૧૧૨૮ થી. | વર્ષ ૩૨ |
| ૭. સિધરાજ. | સંવત ૧૧૫૦ થી. | વર્ષ ૪૯ |
| ૮. કુમારપાળ. | સંવત ૧૧૯૯ થી. | વર્ષ ૩૧ |
| ૯. અજયદેવ. | સંવત ૧૨૩૦ થી. | વર્ષ ૩ |
| ૧૦. બાળમુળરાજ. | સંવત ૧૨૩૩ થી. | વર્ષ ૨ |
| ૧૧. ભીમદેવ. | સંવત ૧૨૩૫ થી. | વર્ષ ૩૬ |

એ વાત જૈનમતના પ્રબંધચિંતામણી, કુમારપાળચરિત્ર, વગેરે ગ્રંથોમાં લખી છે, તથા મુસલમાનોની તવારીખમાં પણ લખી છે, તેથી જાણવું કે એથી જૂનો ઔદિચ્ય બ્રાહ્મણોની ઉત્પત્તિનો બીજો ગ્રંથ નથી. વાસ્તે સિદ્ધપુરા ઔદિચ્ય, સિહોરાઔદિચ્ય અને ટોળકિયાઔદિચ્ય, એ નાત્યો પરમેશ્વરે જૂદી પાડી નથી. માટે તેઓ સંપ કરીને એક બીજાને ઘેર જમવા બેસે, અથવા એક બી-

જામાં સગપણ કરે, તો તે પરમેશ્વરના ચોર નથી. અને એમણે હિંદુધર્મથી ઉલટું કામ કીધું, એમ પણ સમજવું નહિ.

એ રીતે ઔદિચ્ય બ્રાહ્મણોની મુખ્ય ૩ નાત્યોની ઉત્પત્તિ કહી. તે નાત્યોમાંથી પણ ત્યાર પછી બીજી ઘણી નાત્યો, મોચીગોર, દરજીગોર, વગેરેની જૂદી થઇ, તેની વાતો **જ્ઞાતિભેદ ભાગ ૨ જા**માં લખીશ. અને એ નાત્યોની ચાલચલગત, **જ્ઞાત્યાચાર ભાગ ૨ જા**માં લખીશ. મારવાડના શ્રીમાળી બ્રાહ્મણો કહેછે કે ઔદિચ્ય-માં કેટલાએક વિંધ્યાચળ પર્વતથી ઉત્તર દિશાથી આવ્યાછે, માટે તે ગૌડ માંહિલા છે, તેથી તેમના ઘરતું પાણી પીવું નહિ. અને શ્રી-માળ નગર વસ્યું ત્યારે શ્રીમાળી પણ ઘણા દેશોમાંથી આવ્યા હતા, પણ તે વખતમાં ગૌડ તથા દ્રાવિડના સંભા જૂદા પડચા નહોતા, વાસ્તે એક નાત બંધાઈ.

---

## પ્રકરણ ૬ ઠું.

### શ્રીમાળી બ્રાહ્મણ તથા વાણિયાની ઉત્પત્તિ.

જે રીતે ઔદિચ્યપ્રકાશ ગ્રંથ સ્કંદપુરાણમાં છે, તેમજ શ્રીમાળ-મહાત્મ્ય નામે ગ્રંથ પણ સ્કંદપુરાણમાં છે. તેના અધ્યાય ૭૨ છે. તેના શ્લોક આશરે સાડાત્રણ હજાર છે. તેમાં પણ આગળ લખેલા કા-રણથી કોઇ ઠેકાણે સંવત લખેલો નથી. અને લખ્યુંછે કે લક્ષ્મી-જીનો વિવાહ વિષ્ણુસાથે થયો ત્યારે લક્ષ્મીજીએ વિષ્ણુને કહ્યું કે, એ ઠેકાણે એક મોટું શેહેર વસાવીને તરેહ તરેહ વંશના બ્રાહ્મણોને

બોલાવીને ધર્મ ખાતે આપીએ. તે લખવાની મતલબ એમ હશે કે શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે જે "રાજા છે તે મારૂં સ્વરૂપ છે" માટે એ શ્રીમાળનગર (હાલ ભીનમાલ કહેછે) જેણે વસાવ્યું, તે રાજા તથા રાણીને વિષ્ણુ લક્ષ્મીની ઉપમા આપી હશે. પછી ત્યાં પણ કિયા કિયા ઠેકાણાના બ્રાહ્મણોને બોલાવ્યા તે વાત શ્રીમાળ મહાત્મ્યના દશમા અધ્યાયમાં છે.

બ્રાહ્મણો.

૫૦૦ કૌશિકી નદી કાંઠાના.
૧૦૦૦૦ ગયાના.
૫૦૦ ગયા શિર્ષના.
૭૦૦ કાલિંજીર પર્વતના.
૧૦૦૦ ગોકર્ણાશ્રમના.
૧૦૮ ગોદાવરી કાંઠાના.
૧૩૨ પ્રભાસના.
૧૦૫ લોમાશ્રમ પર્વતના.
૧૧૧ મેચલકન્યાનદી કાંઠાના.
૭૨ ગોમતી કાંઠાના.
૧૦૦૦ નંદીવર્દ્ધનના.
૧૦૦ સૌગંધ્ધિક પર્વતના.
૪૫૫ પુષ્કર ક્ષેત્રના.
૮૧૦ વૈદૂર્ય શિખર પર્વતના.
૧૫૦ ચ્યવનાશ્રમના.
૫૦૦૦ ચૈત્ર રથના.
૩૦૦ મહેંદ્ર પર્વતના.
૧૦૦૦ મલયાચળના.
૧૦૫ ત્રિવેણીના ઉગમણા કાંઠાના.
૮૦૮ વેદિસ પરિકના.
૧૦૦૦ ગોકર્ણના.
૩૦૦૦ કૌશિકીના કાંઠાના.
૯૦૦ મેધાધિકના.
૧૧૦૦ સરજુ કાંઠાના.
૧૦૦૦ સોનાશ્રમના.
૨૫૦૦ પાંચસે નદિયો સાથે ગંગાસમુદ્રમાં ભળેછે ત્યાંના.
૨૨૦૦ રૂચિકા શ્રમના.
૧૦૦૫ નારી તિર્થના.
૮૦૦ નરતિર્થના.
૧૦૦૦ ગગાદ્વારના.
૨૦૦૦ પુરોશ્વ પર્વતના.
૨૦૦ ગંગાયમુનાંસંગમના.
૮૦૦ શ્વેતકેતુ પર્વતના.
૧૦૦૦ કુરૂક્ષેત્રના.
૧૦૮ જમદગ્નીના પંચબ્ર-

દના.
૩૦૦ હેમકુટ પર્વત કે જ્યાં નંદા અપરનંદાનદીઓ છે ત્યાંના.
૯૦૦ વિશલ્યાનદી કાંઠાના.
૮૫૩ ગલકી કાંઠાના.
૧૪૫૦ કિંપુમાન્ નદીના કાંઠાના.
૩૦૫ બ્રહ્મતિર્થના.
૭૦૦ ધર્મારણ્યના.
૩૦૦ વેતસતિર્થના.
૫૦૦ ઊજ્જેણના.
૧૦૦ કાશીના.
૩૦૦૦ શ્રીપર્વતના.

---

૪૯૯૭૭

એ રીતે આશરે ૫૦ હજાર બ્રાહ્મણો આવ્યા, ત્યારે શેહેર વસાવનાર મહારાજાએ +ગૌતમ નામે બ્રાહ્મણની પેહેલવહેલી પૂજા કરવા માંડી. એટલે કેટલાએક બ્રાહ્મણોએ કહ્યું કે ગૌતમ કાંઇ અમારાથી ઉત્તમ કુળવાળો નથી, વાસ્તે એની પૂજા પ્રથમ ન કરવી. એવાં તેઓનાં અહંકારનાં વચન સાંભળીને અંગિરાવંશના બ્રાહ્મણોએ તેઓને તિરસ્કાર કરીને કાઢી મૂકયા, તેઓ સિંધુનદી તરફ ગયા. બાકી ૪૫ હજાર ત્યાં રહ્યા હતા, તેઓના કહ્યાથી ગૌતમની પ્રથમ પૂજા કરીને એ શેહેરનો સંકલ્પ કરીને તુળશીપત્ર સહિત જળ, ગૌતમના હાથમાં આપ્યું. એ શહેરમાં એક લાખ સાઠ હજાર ઘરની વસ્તી હતી. ત્યાં સોનીઓ ૮૦૬૪ હતા. વાણિયાનાં ઘર નેવુ હજાર હતાં. તેમાં ચાર જથા બંધાયા હતા. શહેરમાં પૂર્વ દિશાએ રહેતા હતા તે, પોરવાળ ( **प्राग्वाट** ), અને દક્ષિણમાં પટોળિ-

---

+ ગૌતમ મહાવીર સ્વામીના વખતમાં હતા, તે જોતાં આશરે ૨૨૦૦ વર્ષની આ વાત છે.

યા, પશ્ચિમમાં શ્રીમાળી, અને ઉત્તરમાં ઊરવળા રેહેતા હતા. તે સર્વે સોની તથા વાણિયા, શ્રીમાળી બ્રાહ્મણનેજ માનતા હતા. પછી ત્યાં એક કુંડપા નામે શ્રીમાળી બ્રાહ્મણ આબુ પર્વત પાસેના સૌગંધિક પર્વતમાંથી, ઈષુમતી નામે કન્યા પરણી લાવ્યો હતો, ને કહ્યું કે એ પર્વતની એક ગુફામાં થઈને પાતાળમાં હું ગયો. અને ત્યાં કંકોલ નામે એક નાગ રહેછે, તેની દીકરીને હું પરણી લાવ્યો છું. એ વાત સાંભળીને સઘળા શ્રીમાળિયો વિસ્મિત થયા, અને તેને સાબાશી આપી. (હું જાણું છું કે આજની વખતમાં એ વાત ઘણી મુસ્કેલ થઈ પડે.) પછી એક સારીકા નામે રાક્ષસી શ્રીમાળીની દીકરીઓને લઈ જઈને એજ કંકોલ નાગની જગોમાં મૂકી આવતી હતી. પછી એ કુંડપના દીકરા જઈને તે છોડીઓને કંકોલ નાગ પાસેથી લેઈ આવ્યા, અને કહ્યું કે તમે અમારી દીકરીઓની રક્ષા કીધી, તે બદલ શ્રીમાળી માત્ર તમારી પૂજા કરશે. એટલા સારૂ હાલસૂધી પણ શ્રાધમાં તથા વિવાહમાં કંકોલનાગનું ચિત્ર વગેરે કરીને શ્રીમાળી બ્રાહ્મણો પૂજા કરેછે. ત્યારપછી એ શહેર ઊજડ થયું હતું, તે ફરી આબુનો રાજા શ્રીપુંજ નામે થયો, તેણે વસાવ્યું. અને રાજા ભોજની વખતમાં મહાકવિ માઘ નામે થયો, કે જેણે માઘ નામનું એક કાવ્ય સઉથી સરસ બનાવ્યું છે, તે શ્રીમાળી બ્રાહ્મણ હતો, એમ પ્રબંધચિંતામણીમાં લખ્યુંછે. અને તે શ્રીમાળ નગરમાં રહે હતો. તેનામાં પેદાશ કરતાં અતિશય ખર્ચ કરવાનો સ્વભાવ હ રાજા ભોજે તેને એક લાખ રૂપિઆ બક્ષીસ આપ્યા હતા. તે (

વાય પોતાના બાપની મિલ્કત પણ ઘણી હતી. એટલું છતાં તે માઘ કવિ નાણાની ભીડથી હેરાન થઇને મરણ પામ્યા. તે વાત સાંભળીને ભોજરાજાએ શ્રીમાળ નગરને ધિક્કાર આપીને ભિલ્લમાલ નામ તે શહેરનું કહ્યું. અને હાલમાં ભિંનમાલ કહેવાયછે. અણહિલવાડ પાટણ વસ્યા પછી ભિનમાલ તુટયાથી કેટલાએક લોકો પાટણમાં આવીને વસ્યા. ત્યારે શ્રીમાળી બ્રાહ્મણોની કુળદેવી જે મહાલક્ષ્મી તેની મૂર્ત્તિ જે ભિનમાલમાં પૂજતા હતા, તે મૂર્ત્તિ લેઇને બ્રાહ્મણો પાટણમાં આવ્યા. એ મૂર્ત્તિ આજસૂધી પાટણમાં પૂજાયછે. અને આજસૂધી પણ શ્રીમાળી વાણિયા તથા પોરવાળ વાણિયા તથા શ્રીમાળી સોની વગેરે ઉપર શ્રીમાળી બ્રાહ્મણનો કર વિવાહમાં તથા ક્રિયામાં છે. કહેવાયછે કે પીસ્તાળીસ હજાર શ્રીમાળી બ્રાહ્મણોમાંથી ૫૦૦૦ ભોજક થયા. તેઓ જૈનધર્મને માનતા હતા, અને બ્રાહ્મણનો ધર્મ બિલકુલ તેઓએ છોડી દીધો. તે વંશના હાલ સૂધી શ્રાવકલોકો પાસે ગાનતાન વગેરે કરીને ગુજરાન ચલાવેછે. તેઓ ઓશવાળ વાણિયાના ગોર છે, ને વાણિયા ભેળા જમેછે. બીજા આશરે ૫૦૦૦ શ્રીમાળી બ્રાહ્મણો ગૂજરાત ભણી આવ્યા, તેમનાં હાલ સૂધી પણ કચ્છ, ગૂજરાત, કાઠિયાવાડ વગેરેમાં આશરે ૫૦૦૦ ઘર કહેવાયછે. બાકી ૩૫૦૦૦ ઘર મારવાડમાં તથા મેવાડમાં ગયાં. હાલમાં પણ તે દેશોમાં શ્રીમાળી બ્રાહ્મણ ઘણા છે. જોધપુરમાં ૧૫૦૦ ઘર છે. એ શ્રીમાળીઓમાં બે વેદના બ્રાહ્મણો છે. યજુર્વેદી તથા સામવેદી. તેમાં યજુર્વેદી ૭ ગોત્રના

છે તેઓનાં નામ. ૧. गौतम, २. शांडिल्य, ३. चद्रास, ४. लौडवान्, ५. *मौद्‌लस्, ६. ‡कापिंजलस्, ७. हरितस्. અને સામવેદી પણ સાત ગોત્રના છે, તેઓનાં નામ. ૧. शौनकस्, २. भारद्वाज, ३. पाराशर, ४. कौशिकस्, ५. वत्सस्, ६. औपमन्यव, ७. काश्यप. એ સઘળાઓની એકજ નાત્ય અને કન્યા લેવાદેવાનો વ્યવહાર મારવાડ મેવાડમાં હાલ સૂધી છે. અને ગૂજરાત, કચ્છ, કાઠિયાવાડમાં યજુર્વેદી સામવેદી વચ્ચે ટંટા થયાથી આશરે ૭૦ વર્ષ થયાં નાત્યો જૂદી પડી, અને દીકરી લેવા દેવાનું બંધ થયું. એ રીતે શ્રીમાળીઓમાં બીજી પણ સુરતી, અમદાવાદી વગેરે નાત્યો જૂદી થઇ; તથા શ્રીમાળી વાણિઆમાં અને સોનીઓમાં પણ નાત્યો જૂદી થઇ છે, તે વાત જ્ઞાતિભેદ ભાગમાં લખીશ. અને એ નાત્યોની ચાલ ચલગત જ્ઞાત્યાચાર ભાગમાં લખીશ. આગળ કહેલા ઔદિચ્ય બ્રાહ્મણો તથા શ્રીમાળી બ્રાહ્મણોમાં એક બીજાની નાત્યના બ્રાહ્મણથી વટલાયાના ટંટા પશ્ચિમ પ્રાંતમાં હાલમાં ઘણા ચાલે છે. પણ સમજુ લોકો આ ચોપડી વાંચીને વહેમ દૂર કરીને વિચારશે તો જે ગોત્રના ઔદિચ્ય બ્રાહ્મણો છે, તેજ ગોત્રના શ્રીમાળી બ્રાહ્મણો છે. ત્યારે એતો ભાઈઓનું સગપણ થયું. તેથી હિંદુશાસ્ત્ર પ્રમાણે તે પોતાના એક ગોત્રવાળાની દીકરી તો બ્હેન કહેવાય. વાસ્તે તે સાથે વિવાહ ન થાય પણ બીજા ગોત્રવાળા સાથે સગપણ કરવાથી કાંઈ હિંદુધર્મને નુકશાન લાગશે નહિ. આ રીતે

---

* मौद्गल ‡ कपिछळ.

શાસ્ત્રનું મત વિચારીને માંહોમાંહી સંપ કરીને, વહેમ છોડી દેઇને ચાલીએ તો પરમેશ્વર આપણા ઉપર પ્રસંન થાય, અને સંસારના સુખમાં પણ કેટલીએક અડચણો આવેછે તે મટે. માટે અરે મારા સ્વજ્ઞાતિ મિત્રો, આપણે ભ્રમણા તજીને વિચાર કરવો કે શ્રીમાળ-નગરમાં વસ્યા પછી શ્રીમાળી કહેવાયા, પણ ત્યાર પેહેલાં ક્યાં રહેતા હતા, અને કયી નાત્યના હતા? કોઇ નાત્યના નહિ. ફક્ત બ્રાહ્મણ કહેવાતા હતા. વાસ્તે સઘળા બ્રાહ્મણો આપણા સ્વજ્ઞાતિ જાણવા. તેઓ સાથે અદાવત રાખવી નહિ, અને તેઓનો તિર-સ્કાર કરવો નહિ.

એ રીતે શ્રીમાળી બ્રાહ્મણની ઉત્પત્તિ કહી. તે નાત્યવાળા સઘળા કોકિલ મતને માનેછે.

---

## પ્રકરણ ૭ મું.

## નાગર બ્રાહ્મણોની ઉત્પત્તિ.

જે રીતે ઔદિચ્ય પ્રકાશ તથા શ્રીમાળમહાત્મ્ય, સ્કંદપુરાણમાં છે, તેમજ નાગર બ્રાહ્મણોની ઉત્પત્તિનો ગ્રંથ " નગરખંડ" નામે ઘણો મોટો છે, તે પણ સ્કંદપુરાણમાં છે. તે નાગરોની ઉત્પત્તિ ગૂજ-રાતમાં વડનગર ગામમાં થઇ. પણ તે ક્યારે થઈ, તેનો સંવત કાંઇ એ પુસ્તકમાં લખ્યો નથી, તેનું કારણ એજ જાણવું કે સંવત લખવાથી તથા બનાવનારનું નામ લખવાથી ગ્રંથ જૂનો કહેવાય નહિ.

પણ નાગર બ્રાહ્મણોનો "પ્રવરાધ્યાય" નામે ગ્રંથ મેં જોયો છે, તેમાં લખેછે કે,

## શ્લોક.

श्रीमदानंदपुरमहास्थानीय, पंचदशशत गोत्राणां, संवत२८३पूर्वाविद्यमान गोत्राणांसमानप्रवरस्यनिबंधः

## અર્થ.

શોભાયમાન એવા આનંદપુર, મોટા સ્થાનવાળા પંદરસેં ગોત્રોમાંથી, સંવત ૨૮૩ થી પેહેલાં રહેલાં ગોત્રોના એકજ સરખા નામીચાનો નિબંધ લખુંછું. એ ઉપરથી આશરે માલમ પડેછે કે એ વખતમાં નાગરોની નાત્ય બંધાઈછે. અને ત્યાર પછી તેમાંથી વિસલનગરાની નાત્ય જૂદી પડી તેનું કારણ કહેછે કે, વિસલદેવ રાજાએ વિસલનગર વસાવીને ત્યાં જગ્ન કીધો હતો, ત્યારે વડનગરથી કેટલાએક નાગરો ત્યાં જોવા ગયા હતા. જ્યારે રાજાએ તેઓને દક્ષણા આપવા માંડી, ત્યારે એ નાગર બ્રાહ્મણોએ કહ્યું કે અમે કોઇની દક્ષણા લેતા નથી. રાજાએ કહ્યું કે તમને પાનનાં બીડાં આપીશું. એમ કહીને પાનનાં બીડાંમાં ગામનાં નામ લખીને એ નાગર બ્રાહ્મણોને આપ્યાં. ત્યારે તે બ્રાહ્મણોએ પાનનાં બીડાં લીધાં. તેમાં જોયું ત્યારે ગામનાં નામ લખ્યાં હતાં. તેથી પછી તો એ ગામ લેવાં કબૂલ કીધાં. એ વાત વડનગરના નાગરોએ જાણી, ત્યારે તેઓએ કહ્યું કે એમણે રાજાનું દાન લીધું વાસ્તે એઓ આપણી નાત્યથી બાહાર છે. તે દિવસથી વિસલનગરાની નાત્ય જૂદી થઈ. કોઈ કહે છે કે તેજ રાજાએ તેજ વખતમાં સાઠોદ ગામનું નામ પાનમાં લખીને જેને આપ્યું હતું તે સાઠોદરા નાગર થયા. ચી-

ઓડ લખીને જેને આપ્યું તે ચિત્રોડાનાગર થયા. તેમજ પ્રશ્નોરા તથા ક્રશ્નોરા પણ થયા.

### ૬ પ્રકારના નાગરોનાં નામ.

૧. વડનગરા નાગર.
૨. વિસલનગરા નાગર.
૩. સાઠોદરા નાગર.
૪. ચિત્રોડા નાગર
૫. પ્રશ્નોરા નાગર.
૬. ક્રશ્નોરા નાગર.

હવે વિચાર કરો કે વિસલદેવે વિસલનગર સંવત ૯૩૬ની સાલમાં વસાવ્યું, એમ પ્રથિરાજરાસામાં ચંદ કવિયે લખેલું છે.

॥ दोहा. ॥

सोसंवतनवशतअधिक, वर्षतीसछहअग्ग
पुरप्रतिष्टविशलनृपति, राजतसकलेजग्ग. १

ત્યાર પછી વિસલનગરાની નાત્ય બંધાઇ છે. તેથી સાફ જણાય છે કે પરમેશ્વરે કાંઇ નાત્યો બાંધી નથી. પંત માણસોએ જૂદા જૂદા વાડા બાંધ્યા છે. ત્યારે તે બંધાયાથી હાલમાં જે હરકતો થતી હોય તે બંધ કરવા ચાહાય તો કરી શકે ખરા. વિસલનગરાઓ રાજાનું દાન લેવાથી જો વટલ્યા હોય તો હાલમાં વડનગરાઓ મુસલમાનની સેવા કરે છે, તેઓ એનાથી પણ વટલ્યા કહેવાય. વાસ્તે એવો જૂઠો વહેમ છોડી દેવો જોઈએ. અને જરૂર સમજવું કે તેઓ એક બીજાથી કાંઇ વટલાશે નહિ. કેટલીએક નાત્યોની ઉત્પત્તિનો તપાસ કરતાં માલમ પડે છે કે વિક્રમનો સંવત બંધાયાની લગભગ ઘણુંકરીને જૂદી જૂદી ઘણી નાત્યો બંધાવા માંડી છે. તે

પહેલાં તો બ્રાહ્મણની નાત્ય એકજ હતી. ક્ષત્રીની પણ એકજ હતી. અને જૂદા રોજગારવાળાઓનાં જ્ઞાતિ વિશેષણ નામો જૂના ગ્રંથોમાં છે. કુંભકાર, સૂત્રધાર, માલાકાર વગેરે. તેથી તેઓની નાત્યો જૂદી હોય, એમ મનાઇ શકાય છે. પણ જૂના ગ્રંથોમાં બ્રાહ્મણોનાં નામ આવે છે, ત્યાં કોઇ ઠેકાણે લખેલું નથી કે એ નાગર બ્રાહ્મણ હતો, કે શ્રીમાળી બ્રાહ્મણ હતો. કદાપિ કોઇ ઠેકાણે એવું લખેછે ખરા કે એ ફલાણા વેદનો હતો. અને જૂદા જૂદા વેદવાળાઓના જૂદા શિરસ્તા, સ્મૃતિયો વગેરે જૂના ગ્રંથોમાં લખેલા છે. પણ કોઇ જૂના ગ્રંથમાં નાત્યોના શિરસ્તા લખ્યા નથી કે ફલાણી નાત્યના બ્રાહ્મણોએ ફલાણી નાત્યના બ્રાહ્મણની કન્યા પરણવી નહિ, તથા તેના ઘરનું પાણી પીવું નહિ. એવા બંદોબસ્ત તો થોડી મુદત થઇ બંધાયા હોય એવું જણાય છે. જૂના પુસ્તકમાં એ વાત કાંઇ નથી. અને જે જે નાત્યના બ્રાહ્મણોની ઉત્પતિના ગ્રંથો બંધાયા છે, તે તે ગ્રંથોમાં લખે છે કે આ ગ્રંથ અમુક પુરાણમાંનો છે, અને તે નાત્યને બંધાયાની વખત સતજુગ વગેરે બતાવે છે. પણ સમજુ લોકો વિચાર કરીને તપાસે તો જોવામાં આવે કે વર્ષ ૨૦૦ અથવા ૪૦૦ ની અંદર તો એક એક નાત્યમાંથી જૂદા જૂદા સંભા કેટલા બંધાયા છે. જેમકે અમદાવાદી સંભા, સુરતી સંભા, ઇડરીયા, જૂનાગઢિયા, એ વગેરે જૂદા જૂદા સંભા નાગરોમાં બંધાયા, તથા ભિક્ષુક ગૃહસ્થના જૂદા જૂદા સંભા બંધાયા, તે સઘળાઓને કેટલી કેટલી મુદત થઈ છે તે સર્વ લોકોના જાણવામાં છે કે આશરે ૩૦૦ વર્ષ થયાં છે. ત્યારે જો ૩૦૦૦ અથવા ૨૦૦૦ વર્ષની જૂની નાત્ય હોય તો

હાલ સૂધીમાં તેમાંથી જૂદા જૂદા સંભા કેટલા થયા હોય? તે ઉપરથી પણ નાત્યની ઉત્પત્તિની મુદત કાંઇએક જાણવામાં આવે ખરી. નડિયાદમાં વડનગરા, વિસલનગરાને એક બીજાના ઘરનું પાણી પીવાનો વહેવાર નથી. સુરતમાં પાણી વહેવાર છે. દક્ષિણના હૈદરાબાદમાં ભોજન વહેવાર છે. એ હૈદરાબાદમાં વડનગરા નાગરનું ઘર ૧ છે. દક્ષિણમાં ચીનાપટણમાં સઉ ગૂજરાતી બ્રાહ્મણો ભેળા જમે છે, એવું સાંભળ્યું છે. જગન્નાથજીમાં તો સર્વે લોકો એકઠા જમે છે, કોઈ કોઈથી વટલાતા નથી. તેનું કારણ એ કે ત્યાં દેવને વાસ્તે ચોખા રાંધે છે, તે ઉપરા ઉપરી સાત હાંડીઓ આગઉપર ચડાવે છે, તે સાતે હાંડીમાં સાથે ભાત બફાઇ રહે છે. તેનું કારણ, દેવનો મહિમા લોકો સમજે છે. વળી તે હાંડી હેઠી ઉતારેછે, એટલે ફાટીને કડકા ચાર સરખા થાય છે. પછી તે ભાત સઉ લોકોના કામમાં આવે છે. અને કહે છે કે કોઇ તે ખાતાં વટલાવાનો વહેમ લાવે તો તેને શરીરે કોડનો રોગ નીકળે. તે ભાત સૂકવીને આ દેશમાં કોઇ લાવે છે. ને એ જગંનાથજીની પ્રસાદીના ચોખા, લોકો મહિમા જાણીને ખાયછે. નાગર બ્રાહ્મણો પણ ખાયછે.



સાત હાંડીઓ.

---

## પ્રકરણ ૮ મું.

## પરચૂરણ બ્રાહ્મણોની ઉત્પત્તિ.

જે રીતે ઔદિચ્ય, શ્રીમાળી, નાગર વગેરેની ઉત્પત્તિ કહી, એમજ મોઢ બ્રાહ્મણ વિષે પણ મેં સાંભળ્યુંછે કે હાલ મોઢેરા ગામ

છે, ત્યાં સીતાનો રામચંદ્રજી સાથે જ્યારે વિવાહ થયો, ત્યારે એ ગામ જે બ્રાહ્મણને કૃષ્ણાર્પણ આપ્યું, તે બ્રાહ્મણ મોઢ કહેવાયા. તેમાં પણ ત્રીજા વેદના ભણનાર (**सामवेद**) અથવા ત્રણે વેદના ભણનાર હતા તે ત્રીવેદી થયા. અને ૪ વેદ અથવા ચોથા વેદને માનનારાઓ ચાતુર્વેદી કહેવાયા. એવા ટંટાથી પ્રથમ બે નાત્યો જૂદી પડી. પછી તેમાંથી પણ બીજી ૪ નાત્યો થઇ. ૧. અગીયાસણા મોઢ, ૨. શ્રીપાળા મોઢ, ૩. ખીજડીઆ સંભાના મોઢ ૪. તાંજળિઆ મોઢ. એ રીતે ૬ નાત્યો મોઢ બ્રાહ્મણની થઇ. અને હાલમાં તો જૂદા જૂદા જીલ્લામાં રહેવાથી તે નાત્યોમાં જૂદા સંભા ઘણા થયાછે. તે એક બીજાની દીકરી લેતા દેતા નથી. અને કેટલાએક તો વટલાવાના વહેમથી એક બીજાને ઘેર જમતા નથી, તથા પાણી પીતા નથી. સરખેજમાં શીવરામ નામે મોઢ બ્રાહ્મણ સામવેદી ઘણો નામીચો વિદ્યાવંત આશરે વર્ષ ૨૦૦ ઉપર થઇ ગયો છે. તેણે સામવેદના ક્રિયમાણ ગ્રંથ ઘણા સુધારીને બાંધ્યા છે. સામવેદના કર્મકાંડનો મૂળ ગ્રંથ જે ગોભીલ નામે રૂષિએ "ગોભીલગ્રહ્ય" બનાવ્યો તે ઉપર સુરત રાખીને શીવરામે, "સુબોધીની" ગ્રંથ તથા શાંતિચીંતામણી, રૂદ્રચીંતામણી, આદિક ગ્રંથ બનાવ્યા. અને સામવેદના ક્રિયમાણમાં કેટલીએક ગડબડ ચાલી હતી, કે જેમ (**संध्या**) પરમેશ્વરની પ્રાર્થના કરવા બેસતી વખતે આસનની પૂજા કરવી, તથા ચાંમુંડા દેવીને ચોટલીમાં બેસાડવાનો શ્લોક ભણવો, એ વગેરે કેટલીક બાબતો નકામી હતી, તે કાઢીને ઘણુંકરીને જૂના શાસ્ત્રને (**ग्रह्यसूत्र**ને) મળતી વાત હતી તેટલીજ રાખી, ને વખાણવા લાયક ગ્રંથો એ શીવરામે બનાવ્યાછે.

એ મોઢ બ્રાહ્મણોનો મોઢવાણિયા ઉપર વિવાહમાં તથા ક્રિયામાં કેટલો-એક કર છે. એ મોઢમાંથી જેઠીમલની, તથા ધીનોજાની નાત થઈ છે. જેમ એ મોઢ વગેરેની નાત્યોની ઉત્પત્તિ કહી, તેમજ કેટલાએક બ્રાહ્મણોની નાત્યો દેશના નામથી છે. જેમકે કાન્યકુબ્જ દેશના બ્રાહ્મણો કનોજીયા, સરવાદેશ સરજુનદી પાસે છે ત્યાંના સરવરીયા, સોરઠના સોરઠીયા, કલિંગદેશના કલિંગા, તિલંગદેશના તિલંગા, માહારાષ્ટ્રદેશના માહારાષ્ટ્ર બ્રાહ્મણ, મેવાડના ભટમેવાડા, તથા ત્રવાડી મેવાડા, અને દ્રવિડદેશના દ્રાવિડા. તેમજ કેટલાએક ગામોના નામથી જેમકે, નરસાપરા, વળાદરા, નાંદોદરા, હરસોરા, જારોળા, મોતાલા, ભ્રગુ-ક્ષેત્ર જે ભરૂચ ત્યાંના ભારગવ, જંબુસરના જાંબુ, પુષ્કરક્ષેત્રના પુષ્કરણા, એ રીતે જે નાત્યો બંધાઈ, તેની જૂદી જૂદી વિસ્તારથી વાતો લખું તો, આ પુસ્તક ઘણું મોટું થાય. અને મારા સ્વદેશીયોની વાંચવાની શ્રદ્ધા હું ઝાઝી દેખતો નથી, વાસ્તે આટલુંજ લખ્યું છે. પણ એક અનાવળા બ્રાહ્મણોની ઉત્પત્તિ અનાવળ પૂરાણમાં લખી છે તે એ રીતે કે–રામચંદ્રજી રાવણને મારીને હાલમાં જ્યાં સુરત શેહેર છે, તે જગ્યોમાં આવ્યા હતા. ત્યાં કેટલીએક બ્રાહ્મણોને જમા-ડવા હતા, તેઓને કહેવા ગયા, પણ બ્રાહ્મણો જમવા આવ્યા નહિ. ત્યારે ત્યાંના રહેનારા ભીલ લોકોને બોલાવીને, તેઓની કોટમાં જનોઈયો પહેરાવીને બ્રાહ્મણ ઠરાવ્યા. ત્યારે તેઓએ કહ્યું કે, અમે ટાઢા પાણીમાં નાહીશું નહિ. ત્યારે રામચંદ્રજીએ પૃથ્વીમાં બાણ માર્યું, ત્યાં કુંડ થયો તેમાં ઉનું પાણી હમેશાં રહે છે. એ રીતે ૫૦૦૦ બ્રાહ્મણો એ નાત્યના થયા. અને અનાવળુ ગામ પણ ત્યાં છે. એ નાત્ય સુરતમાં ઘણી છે. અનાવળા નામનો અર્થ (ઉનું પાણી માગવાવાળા

ઉનાવાળા.) તેઓ ખેતીનો ધંધો કરે છે. તથા કેટલાક દેશાઈગીરીના વતનદાર છે. ઉપર કહી જે બ્રાહ્મણની નાત્યો, તેમાં કેટલીએક નાત્યોનાં નામ છે તેજ નાત્યના વાણિયા છે. ત્યારે તે વાણિયાના એજ બ્રાહ્મણો[1] ગોર કહેવાય છે, અને તેઓનો કર એ વાણિયા ઉપર હોય છે. આ નાત્યોમાંથી વળી જૂદી જૂદી નાત્યો થઈ છે, એ વાત બીજા પ્રકરણમાં લખીશ.

---

## પ્રકરણ ૯ મું.

## ક્ષત્રિયોની ઉત્પત્તિ.

શ્રીમદ્ભાગવતના નવમા સ્કંધમાં ક્ષત્રિયોની ઉત્પત્તિ લખેલી છે. તે એ રીતે કે બ્રહ્માનો દીકરો મરીચી રૂષિ, તેનો દીકરો કશ્યપરૂષિ થયો, અને તેનો દીકરો વિવસ્વાન્ અથવા સૂર્ય એવે નામે પુરૂષ થયો, તે ક્ષત્રી થયો. અને ઉપર લખેલા મરીચી રૂષિનો ભાઈ અત્રી નામે રૂષિ હતો. તેનો દીકરો સોમ, અથવા ચંદ્ર એવે નામે પુરૂષ થયો, તે ક્ષત્રી હતો. તે ઉપરથી જણાય છે કે સનકાદિક તથા સાતરૂષિ વગેરે જે બ્રાહ્મણો થયા, તેઓ ધર્મનો ઉપદેશ આપીને, નરકનો ભય બતાવીને માણસોને પોતાને તાબે કરતા હતા. તેજ બ્રાહ્મણોના વંશમાં કેટલાએક પુરૂષો એવા થયા કે, પોતાના શરીરના જોરથી માણસોને મારીને પોતાને તાબે કરવા લાગ્યા. ત્યારે એ કામ બ્રાહ્મણોના મતથી ઉલટું થયું, તેથી એ બે પ્રકારના જથા બંધા-

---

૧ ઘણુંકરીને.

યા, તે બ્રાહ્મણ અને ક્ષત્રી. અને તેઓ પ્રથમ તો વિંધ્યાચળ પર્વત, અને હિમાળાની વચ્ચે, જે આર્યાવર્ત ક્ષેત્ર કહેવાય છે, ત્યાં રહેતા હતા. હાલમાં જેટલા રજપૂતો છે, તેઓની વંશાવળી વાંચનારા જે ભાટ લોકો તેઓ કેટલાએક રજપૂતોને આગળ લખેલા સૂરજ રાજાના વંશના કહે છે, અને કેટલાએકને સોમરાજાના વંશના કહે- છે. સૂરજવંશમાં મોટા પ્રખ્યાત પૃથુરાજા થયા તથા સાબરતરાજા જેણે સાબસ્તીપુરી વસાવી. ચંપરાજા જેણે ચંપાપુરી વસાવી. વળી સગરરાજા થયો, તથા દિલીપ રાજા થયો. એજ વંશમાં અયોધ્યાના રાજા વિખ્યાત દશરથના પુત્ર રામચંદ્રજી થયા. તથા ચંદ્રવંશમાં પણ કેટલાએક વિખ્યાત રાજા થયા. નહુષ, જયાતી, જન્મેજય, પાંડવો, વગેરે. જમદગની રૂષિના દીકરા પરશુરામ રૂષિના વખતમાં બ્રાહ્મણો તથા ક્ષત્રિયોની વચમાં મોટી લડાઈ ચાલી હતી. પણ આખર રામચંદ્રજીએ પરશુરામને જીત્યા. એ વખતમાં એ રીતે મૂળ બ્રાહ્મણના વંશમાંથી ક્ષત્રી થતા હતા, અને ક્ષત્રીના વંશમાંથી બ્રાહ્મણ થતા હતા. અને એક બીજાની કન્યા લેતા દેતા હતા, અને ધર્મ તો વેદનો એ બંને માનતા હતા. પાંડવોની વખતમાં પણ દુર્વાસા વગેરે રૂષિઓ ક્ષત્રી ભેળા જમતા હતા, તેના દાખલા મહાભારતમાં ઘણા છે. કોઈ કહે છે કે વિક્રમાજીતની વખતમાં કાલિદાસ પંડિત રાજાની કન્યાને પરણ્યો હતો. તે જોતાં ઘણુંકરીને મુસલમાનોએ જૂલમ કરીને ક્ષત્રીઓને વટલાવ્યા ત્યારપછી એ ચાલ બંધ થયો હોય એમ જણાય છે. પૃથીરાજ રાસામાં લખે છે કે આબુપર્વત ઉપર રૂષિઓ રહેતા હતા. તેમને અસુરે હરકતો કરવા માંડી, ત્યારે

વશિષ્ટઋષિએ અગ્નિના કુંડમાંથી ૪ ક્ષત્રી ઉત્પન્ન કર્યા. ૧. પરીહાર (પઢાર), ૨. ચાલુક (સોલંકી), ૩. પાવર (પરમાર), ૪. ચાહુવાન (ચહુવાણ). પછી તેઓનાં ૩૬ કુળનાં નામ લખ્યાં છે. ભાગવત વગેરે પુરાણોમાં જોઈએ તો જાદવોની શાખાઓનાં દાશાહ, વ્રશ્ની, ભોજ, અંધક, સાત્વતા, મધુ, અસ્કેલ, માથુર, કુકુરા, શૂરસેના, એવાં નામો હતાં. ત્યારપછીના ગ્રંથોમાં જૂદાં જૂદાં નામો જોવામાં આવે છે. એક ગ્રંથનાં બીજા ગ્રંથ સાથે મળતાં નથી, વાસ્તે પૃથીરાજરાસાનું કવિત એ બાબતનું લખું છું.

छपय.

रवि,शशि,जादव,वंश, ककुस्थ परमार रु तोंवर ।
चाहुवान,चालुक. छिंद,सिलार,आभीवर ॥
दोयमत्त,मकवान, । गरुअ गोहिल,गहीभुत ।
चापोतकट,परिहार, । राव राठोर रोस जुत ॥
देवशं,टांक,सिंधव,अनिग । योतिक प्रतिहा दधीपट ।
कारंटपालकोटपालहुन । हरीतटगोरकभाडजट ॥१॥

दोहा.

ध्यानपालक निकुंभवर, राजपाल अवनीश ।
कालछरके आदि दे, वरने वंश छतीश ॥२॥

| | | |
|---|---|---|
| ૧. સૂરજવંશી. | ૧૩. મકવાણા. | ૨૫. દધીખટ. |
| ૨. ચંદ્રવંશી. | ૧૪. ગોહિલ. | ૨૬. કોરટપાલ-કાઠી. |
| ૩. જાદવવંશી. | ૧૫. ગહિલોત. | ૨૭. કોટપાલ. |
| ૪. કછવાહા. | ૧૬. ચાવડા. | ૨૮. હુણ. |
| ૫. પરમાર. | ૧૭. પઢાર. | ૨૯. હાડા. |
| ૬. તોંવર. | ૧૮. રાઠોર. | ૩૦. ગોડ. |
| ૭. ચહુવાણ. | ૧૯. દેવડા. | ૩૧. કમાડ-જેઠવા. |
| ૮. સોલંકી. | ૨૦. ટાંક. | ૩૨. જટ. |
| ૯. રાંદેલ. | ૨૧. સિંધવ. | ૩૩. ધ્યાનપાળ. |
| ૧૦. સીલાર. | ૨૨. અનિગ. | ૩૪. લકુંમ. |
| ૧૧. આભીવર. | ૨૩. ચોતિક. | ૩૫. રાજપાળ. |
| ૧૨. દાહિમા. | ૨૪. પ્રતિહાર. | ૩૬. કાળછર. |

પ્રથીરાજ રાસામાં એ રીતે લખ્યું છે. અને હાલમાં વૈવંચા લોકો કહેછે કે મૂળ ક્ષત્રી ૫ થયા. પછી તેમાંથી ૯૯ શાખા થઈ.

૧. પરમારની શાખા—૩૫.
૨. રાઠોડની શાખા—૧૩.
૩. જાદવની શાખા—૨૦.
૪. ચહુવાણની શાખા—૨૪.
૫. સોલંકીની શાખા— ૭.

**રત્નકોશ** નામે સંસ્કૃત ગ્રંથની ટીકામાં લખ્યું છે કે ક્ષત્રી કુળનો પહેલો પુરૂષ જે મનુ, તેના વંશમાંથી આ ૩૬ કુળ થયાં. પછી કાંઈ મોટાં કામ (યુદ્ધ વગેરે) કરવાથી ઉપનામ (ખેતાબ) કેટલાએક પામ્યા અને કોઈ મોટાં રાજ મેળવી ઊંચી પદવી પામ્યા; વળી કોઈ દરિદ્રતાથી ખેડુત જેવા થયા, તથા કેટલાએક શૂદ્ર પણ થયા. એ રજપૂતો કેટલાએક હાલની વખતમાં એક બીજાની નાત્યથી વટલાય, વાસ્તે એક બીજાની નાત્યના ઘરનું પાણી પીતા નથી.

તોપણ રજપૂતોની નાત્યમાંનો કોઈ બીજી નાત્યના ક્ષત્રી જે કાઠી વગેરે તેમનું પાણી પીવાથી નાત્યબહાર રહ્યો હોય એવી વાત સાંભળ્યામાં આવી નથી. ૩૬ રાજકુળી કહી પણ એ ૩૬ નાત્યો જૂદી નથી. એટલા કુળમાં નાત્યો આશરે ૧૦ હશે. અને મુસલમાનોએ વટલાવ્યાના સબબથી મોલેસલામ વગેરે નાત્યો એમાંથી પણ જૂદી થઈછે.

---

## પ્રકરણ ૧૦ મું.

## વૈશ્યની ઉત્પત્તિ.

હિંદુ શાસ્ત્રના મતથી જોઈએ તો વૈશ્ય એટલે જે મુખ્ય તો ખેતી કરનારા તથા ગાયો પાળનારા, કારીગરલોકો સર્વે, વેપાર કરનારા, તેઓ વૈશ્યજાતિ કહેવાય. ખેતીના કામમાં હાલમાં તો મુખ્ય કણબી લોકો ગૂજરાતમાં છે, તે પણ બે પ્રકારના છે. કૈડુવા તથા લેઉવા. તેઓની ઉત્પત્તિ એ રીતે કહે છે કે પરશુરામે જ્યારે ક્ષત્રી માત્રને મારવા માંડ્યા ત્યારે કેટલાએકે કહ્યું કે, અમે તો ક્ષત્રી નથી, ખેતી કરનારા છૈએ. ત્યારે પરશુરામે તેઓને મારચા નહિ. ત્યારે એ ક્ષત્રીના કુળનું બીજ રહ્યું, તેથી 'કુણબી' એવા નામની નાત્ય થઈ. તે નાત્યનો શિરસ્તો આગળ લખાશે. કોઈ કહેછે કે રામચંદ્રજીના પુત્ર લવના વંશના લેઉવા થયા, અને કુશના વંશના કૈડવા થયા. હવે વેપાર રોજગારમાં મુખ્ય વાણીઆની નાતો ૮૪ છે; તેઓની ઉત્પત્તિ પણ ક્ષત્રીના વંશમાંથી જણાયછે. સઘળા વાણિયાઓના ઘણુંકરીને વૈંચા છે. તે પણ ક્ષત્રીઓમાંથી તેઓની ઉત્પત્તિ કહે છે.

અને વૈવંચાના કહ્યાથી પોતાના પિત્રાઈઓને ઓળખેછે. પછી તેઓ પિત્રાઈમાં સગપણ (વિવાહનું) કરતા નથી. એ વાણિયાની જે ૮૪ નાત્યો છે, તે પણ કેટલીએક ગામના નામથી છે. જૈન મતમાં વિમળશી મેહેતાનો રાસ, લાવણ્યસમય નામે જતીનો બનાવેલોછે, તેમાં તથા વૈવંચાના ચોપડામાં મેળવીને નીચેનાં નામ લખ્યાંછે.—

વાણિયાની ૮૪ નાતોનાં નામ.

૧. શ્રી શ્રીમાળી.
૨. શ્રીમાળી.
૩. અગરવાળ.
૪. અનેરવાળ.
૫. આટબરજી.
૬. આરચિતવાળ.
૭. ઓરવાળ.
૮. ઓસવાળ.
૯. અંડોરા.
૧૦. કઢેરવાળ.
૧૧. કપોળ.
૧૨. કરબેરા.
૧૩. કાકલિયા.
૧૪. કાજોટીવાળ.
૧૫. કોરટાવાળ.
૧૬. કંબોવાળ.

---

૧૭. ખડાયતા.
૧૮. ખાતરવાળ.
૧૯. ખીચી.
૨૦ ખંડેવાળ.

---

૨૧. ગસોરા.
૨૨. ગુજરવાળ.
૨૩. ગોયલવાળ.
૨૪. નપાક.
૨૫. નરસિંહપરા.
૨૬. નાગર.
૨૭. નાગદ્રા.
૨૮. નાઘોરા.
૨૯. ચીત્રોડા.
૩૦. ચેહેત્રાવાળ.

---

૩૧. જારોળા.
૩૨. જીરનવાળ.
૩૩. જૈલવાળ.
૩૪. જેમા.
૩૫. જંબુ.
૩૬. ઝલિયારા.
૩૭. ઠાકરવાળ.

૩૮. ડીડુ.
૩૯. ડીંડોરીયા.
૪૦. ડીસાવાળ.
૪૧. તેરોટા.
૪૨. તીપોરા.
૪૩. દસારા.
૪૪. દોઇલવાળ.

---

૪૫. પદમોરા.
૪૬. પલ્લેવાળ.
૪૭. પુષ્કરવાળ.
૪૮. પંચમવાલ-પાંચા.
૪૯. બટીવરા.
૫૦. બરૂરી.
૫૧. બાઇસ.
૫૨. બાગ્રીયા.
૫૩. બાબરવાળ-બાબર.
૫૪. બામણવાળ.
૫૫. બાલમીવાળ.
૫૬. બાહોર.
૫૭. બેડનોરા.

---

૫૮. ભાગેરવાળ.
૫૯. ભારીજા.
૬૦. ભુંગરવાળ.
૬૧. ભુંગડા.
૬૨. માનતવાળ.
૬૩. મેડતાવાળ.
૬૪. માડ.
૬૫. મેહેવાડા.
૬૬. મીહીરીયા.
૬૭. મંગોરા.
૬૮. મંડાહુલ.
૬૯. મોઢ.
૭૦. માંડળિયા.
૭૧. મેડોરા.

---

૭૨. લાડ.
૭૩. લાડીસાકા.
૭૪. લીંગાઇત.
૭૫. વાયડા.
૭૬. સ્તબ્મી.
૭૭. સુરરવાળ.
૭૮. સિરકેરા.
૭૯. સોની.
૮૦. સોજતવાળ.
૮૧. સારવિયા.
૮૨. સોહારવાળ.
૮૩. સાચોરા.
૮૪. હરસોરા.

આ નાત્યોમાંથી કેટલીએક નાત્યોમાં, દશા, તથા વીશા એવા ભેદની બેબે નાત્યો છે. વળી જૂદા ધર્મના કારણથી તથા જૂદે ગામ

વસવાથી એક એક નાત્યમાંથી બીજી ઘણી નાત્યો થઇ છે તે વાત તથા તેની ચાલ ચલગતની વાતો આગળ લખાશે.

---

## પ્રકરણ ૧૧ મું.

### શૂદ્ર વર્ણની ઉત્પત્તિ.

જે લોકોના ધંધામાં કાંઈ *વિદ્યા ભણવાની જરૂર નથી, પારકા હૂકમથી ફકત શરીરની મહેનત કરવી પડેછે, અને ઘણી બુદ્ધિ પણ વાપરવી પડતી નથી, એવા જે હજામ, ધોબી, વાઘરી, ભીલ, ઢેડિયા વગેરે તે સર્વે શૂદ્ર જાતિ કહેવાય. તેઓની ઉત્પત્તિ એ રીતે છે કે, હિંદુસ્તાના બ્રાહ્મણો વિદ્યા ભણવાનું કામ પોતાનાજ કુળમાં રાખીને વેપારીઓને ફકત નામું લખવા જેટલુંજ ભણાવતા હતા, તેથી રાજા, વેપારી શિવાય બીજા લોકો મેહેનત મજુરી કરીને ગુજરાન ચલાવતા હતા. ગૂજરાતદેશમાં અસલ ભીલ તથા કોળી લોકોજ રહેતા હતા, ત્યાં બ્રાહ્મણ વગેરે જ્યારથી આવ્યા, ત્યારથી તે આજ સૂધીમાં અસલ ગૂજરાતીમાંનો કોઇ મોટી પદ્વી પામ્યો નથી. ઘણું કરીને તેઓમાંથીજ શૂદ્ર થયાછે. હાલસૂધી હિંદુસ્તાનના રાજાઓની પણ એવી રીત છે કે, કોઇ હજામ, કુંભાર વગેરે પોતાનો ધંધો છોડીને બીજો વેપાર રોજગાર કરવા ચહાય, તો રાજા તેને શિક્ષા કરેછે. અને એ શૂદ્ર લોકો પોતાને રહેવા ઘણાં સારાં ઘર બનાવે, અથવા જરીયાનનાં લૂગડાં વગેરે પેહેરે, તો પણ રાજા તેને

---

*विद्या विहिनः पशु.

શિક્ષા કરેછે. એ રીતે તેઓને શૂદ્રપણામાં રાખેલાછે. અને તે લોકોના પણ વૈવંચા છે, તેતો એ રીતે કહેછે કે પરશુરામની બીકથી તમારા દાદાઓએ જૂદા જૂદા કીસબ પકડીને પોતાનાં નામ જૂદાં કર્યાં, પણ તે સર્વે ક્ષત્રી હતા.

### ઢેડ લોકો.

ઢેડ લોકોમાં પણ ચાવડા, ચુહાણ, વાઘેલા વગેરે અટકવાળા છે, અને તેઓના વૈવંચા પણ છે. તે એમ કહેછે કે એ પણ સર્વે અસલ રજપૂત હતા, પણ ગરીબ અવસ્થામાં આવ્યાથી એવો ધંધો કીધો, અને શૂદ્ર થયા. વળી ઢેડના ગોર જે (ઢેડગરોડા) તે પણ કહેછે કે, અમે રૂષિના વંશના છૈયે. અને એ ઢેડગરોડા જનોઈ પહેરેછે. જોતિષ તથા રામકથા વગેરે ભણેછે, અને ઘણુંકરીને કબીરના ધર્મને તેઓ માનેછે. તેઓમાં પણ ઢેડ, અને ઓળગાણા ( ભંગિયા ), એવી બે જાતો છે. તેમાં ઢેડ ઓળગાણાથી વટલાયછે.

---

## પ્રકરણ ૧૨ મું.

### પહેલા ભાગનો સારાંશ.

વર્નાક્યુલર સોસાઈટીએ સવાલ પૂછ્યો છે કે, ઘણુંકરીને નાત્યો બંધાવાનું કારણ શું છે? તે બાબત તમે જાણતા હો તો કહો?

તેનો જવાબ એ છે કે, ઘણુંકરીને નાત્યો બંધાવાનું કારણ ધંધો, રોજગાર છે. તે ફકત હિંદુમાંજ નહિ, પણ હિંદુસ્તાનના મુસલમા-

નોમાં જૂદા જૂદા ધંધા કરનારાઓની જૂદી જૂદી નાત્યો બંધાઈછે. ઘાંચી, સીપાઈ, પીંજારા, તાઈ, વહોરા, મેમન, ખોજા, વગેરે. પણ તેઓ એક બીજાની નાત્યવાળાથી વટલાતા નથી, અને પોતાની નાત્યમાં કન્યા મળે નહિ, તો બીજી નાત્યમાંથી હરેક ઠેકાણેથી લાવેછે. હિંદુલોકોમાં એક બીજાની નાત્યનું પાણી પીવાથી વટલાયાનો ચાલ ચાલ્યો, તેનું મૂળ એ છે કે, જ્યારે જૈન મતવાળાઓએ પોતાનો ધર્મ હિંદુઓમાં ઘણો ફેલાવ્યો, ત્યારે, તથા ત્યારપછી, મુસલમાનોએ હિંદુઓને વટલાવવા માંડયા, ત્યારે હિંદુઓના કેટલાએક આચારજોએ એવો બંદોબસ્ત કીધો કે અજાણ્યાની જોડે બેશીને જમવું નહિ, તથા તેનું પાણી પીવું નહિ. અને જે સારો આચાર (ન્હાવા ધોવા વગેરે) પાળે નહિ, તે નાત્યવાળા સાથે પણ ખાવાપીવાનો વહેવાર રાખવો નહિ. હિંદુશાસ્ત્રમાં પણ ભંગીયા જેવી* જાતવાળાનું પાણી પીવું નહિ, એટલુંજ ફકત સ્મૃતિયોમાં લખેલુંછે. અને હિંદુ ધર્મથી ઊલટા, જે મુસલમાનો, તેઓએ જબરદસ્તીથી પકડી પકડીને હિંદુઓને પોતાનું પાણી પાયું, એવી વાતો ચાલ્યાથી કેટલીએક હિંદુની નાત્યોને માંહોમાંહી પાણી પીવાનો વહેવાર બંધ થયો. પછી દિનપરદિન એ ચાલ ઘણોજ વધી ગયો. તે એવો કે, હિંદુશાસ્ત્રમાં પતિત થવાનાં કારણો, જે મોટાં મોટાં પાપ, મદ્યપાન, સોનાની ચોરી વગેરે લખ્યાંછે, તે બંધ થઇને ફકત પાણી પીવાથી તથા જમવાથીજ પતિત થાયછે, એટલું રહ્યું. તેનું કારણ એ છે કે, લોકો વિદ્યા ભણ્યા નથી, તેથી તેઓને માલમ નથી, કે આપણા ધર્મ-

---

* શૂદ્રનું.

શાસ્ત્રમાં શું લખ્યુંછે, અને આપણે શી રીતે ચાલીએ છીએ.

એ રીતે જ્ઞાતિઓની ઉત્પત્તિનો પહેલો ભાગ પૂરો થયો, અને હવે વર્નાક્યુલર સોસાઇટીના બીજા સવાલના જવાબમાં, જાતોમાં વિભાગ થવાની કેટલીએક બાબતોનો **ज्ञातिभेद** નામનો બીજો ભાગ ચલાવીશ.

---

**इति ज्ञात्युत्पत्ति भाग १ लो समाप्त थयो.**

---

# જ્ઞાતિભેદ, ભાગ ૨ જો.

---

સઉથી પ્રથમ મોટી જાતો ૩ (૧. બ્રાહ્મણ, ૨. ક્ષત્રી, ૩. વૈસ્ય,) એ થઇ, અને પછી શૂદ્ર થયા. પછી જે મોચી, ઘાંચી, લુહાર, વગેરે જૂદી જૂદી ઘણી નાત્યો થઇ, તેનું કારણ મારા સમજવામાં તો એમ આવેછે કે, એક ધંધો કરનારાઓની એક નાત્ય થઇ એમજ સઘળી નાત્યો જૂદી થઇ. પણ મનુસ્મૃતિ, મિતાક્ષરા વગેરે સ્મૃતિયોના બનાવનારા ઘણાએક ગ્રંથ કરનારાઓ લખેછે કે, એક વર્ણના પુરૂષે બીજા વર્ણની સ્ત્રી સાથે અનુલોમ, પ્રતિલોમ, લગ્ન કીધાં. ને કોઇ ઠેકાણે લખ્યું છે કે, વ્યભિચાર કીધો, તેથી જે બાળક જન્મ્યું, તે જૂદી નાત્યનું થયું. એમ લખીને વળી જૂદી જૂદી ઘણી એક નાત્યોનાં નામ, જાતિ વિવેક આદિકમાં લખ્યાં છે. તેમાંની કેટલીએક નાત્યો હાલમાં ક્યાંઇ જોવામાં તથા સાંભળવામાં આવતી નથી. કોઇ બ્રાહ્મણ ક્ષત્રીની સ્ત્રી સાથે વ્યભિચાર કરે, અને તેનું બાળક થાય, તે મુર્દ્ધા વસિક્ત નામે જાતનું કહેવાય. એજ રીતે બીજી પણ જાતો થઇ તે આગળ લખ્યા પ્રમાણે જાણવી.

---

# વ્યભિચારથીઉપજેલી જાતિઓ

| | બાપ. | મા. | દીકરાનીજાતિ. | | કર્મ. |
|---|---|---|---|---|---|
| આ ૬ અનુલોમ જાતિ કહેવાય. | બ્રાહ્મણ. | ક્ષત્રીણી. | મૂર્દ્ધાવસિક્ત | ૧ | ક્ષાત્ર કર્મ કરે. |
| | બ્રાહ્મણ. | વૈશ્યાણી. | અંબષ્ટ. | ૨ | શરીર છેદનનું વૈદું કરે વૈશ્ય. |
| | બ્રાહ્મણ. | શૂદ્રી. | મચ્છીમાર. | ૩ | શૂદ્ર. |
| | ક્ષત્રી. | વૈશ્યાણી. | માહિષ્ય. | ૪ | શુકનજોનારા વૈશ્ય. |
| | ક્ષત્રી. | શૂદ્રી. | રાવત. | ૫ | શિકાર કરે-શૂદ્ર. |
| | વૈશ્ય. | શૂદ્રી. | કરણ. | ૬ | શૂદ્ર. |
| આ ૬ પ્રતિલોમ જાતિ કહેવાય. | ક્ષત્રી. | બ્રાહ્મણી. | ઠાણિયા. | ૭ | (ક્ષાત્ર કર્મ.) |
| | વૈશ્ય. | બ્રાહ્મણી. | ગોલા. | ૮ | હાથી ઘોડાની ચાકરી કરે. |
| | શૂદ્ર. | બ્રાહ્મણી. | ચાંડાલ. | ૯ | જનાનખાનાનુંકામકરે શૂદ્ર (વૈશ્ય). |
| | વૈશ્ય. | ક્ષત્રીણી. | ચારણ. | ૧૦ | કવિતાતથાસ્થળમાર્ગે વેપાર કરે. વૈશ્ય. |
| | શૂદ્ર. | ક્ષત્રીણી. | ભિલ્લ. | ૧૧ | શૂદ્ર. |
| | શૂદ્ર. | વૈશ્યાણી. | કઠિયારા. | ૧૨ | શૂદ્ર. |
| આ પ્રત્યનુલોમ જાતિ કહેવાય. | ૪. માહિષ્ય. | ૬ કર્ણસ્ત્રી. | સુથાર. | ૧૩ | વૈશ્ય. |
| | બ્રાહ્મણ. | ૪માહિષ્યસ્ત્રી. | આભીર. | ૧૪ | દહિં વેચનાર. શૂદ્ર. |
| | બ્રાહ્મણ. | ૨અંબષ્ટસ્ત્રી. | કંસારા. | ૧૫ | કાંસાનાંપાત્રઘડે.શૂદ્ર. |
| | બ્રાહ્મણ. | ૩મછીમારસ્ત્રી | ભોઈ. | ૧૬ | પાલખી ઉપાડે.શૂદ્ર. |
| | બ્રાહ્મણ. | ૫ રાવતસ્ત્રી. | કુંભાર. | ૧૭ | મટોડીનાં પાત્ર ઘડે. શૂદ્ર. |

# જારકર્મથી ઉપજેલી જાતિઓ

| | બાપ. | મા. | દાકરાનાજાતિ | કર્મ. |
|---|---|---|---|---|
| આ ૪ પ્રતિલોમ જાતિ. | પાપીબ્રાહ્મણ. | બ્રાહ્મણી. | ભવાયા. ૧૮ | વૈશ્ય કર્મ. |
| | ભવાયો. | બ્રાહ્મણી. | ભાંડ. ૧૯ | વૈશ્ય. |
| | ભાંડ. | બ્રાહ્મણી. | કટધાનક. ૨૦ | આ ૪ ગાન કળા-કર્મ વૈશ્ય. |
| | કટધાનક. | બ્રાહ્મણી. | પુષ્પશેખર૨૧ | |
| | બ્રાહ્મણ. | પુષ્પશેખર૨૧ | ભોજક. ૨૨ | |
| | બ્રાહ્મણ. | ચારણસ્ત્રી.૧૦ | તપોધન. ૨૩ | દેવ પૂજા કરે. |
| | ૧૦. ચારણ. | રાવતસ્ત્રી. ૫ | હજામ. ૨૪ | |
| | પંગતી બહાર ક્ષત્રી. | શૂદ્રી. | રાજગોર. ૨૫ | હથીયાર કળા શીખવે. |
| | ૨૫ રાજગોર. | ક્ષત્રીણી. | મલ્લ. ૨૬ | કુસ્તી કરે. |
| | ખવાસ. ૮.ગોલા. | માહિષ્ય સ્ત્રી. | કાયસ્થ. ૨૭ | દેશ લિપિ લખે. |
| | બ્રાહ્મણ. | ગોલાની સ્ત્રી. | છત્રધર. ૨૮ | |
| | ક્ષત્રી. | મછીમારસ્ત્રીર | તાંબાઘડા. ૨૯ | તાંબુ ઘડનારા. |
| | ૪. માહિષ્ય. | મછીમારસ્ત્રીર | માળી. ૩૦ | પુષ્પ, શાક ઉપજાવે. |
| | ૭. ઠાણિયા. | ૮. ગોલણ. | સુખડીઆ.૩૧ | કંદોઈ. |
| | ગોલા. | ૨. અંબષ્ટી. | વેન. ૩૨ | વૈદ્યવૃત્તિ. |
| | ૩. મછીમાર. | ૫. રાવતસ્ત્રી. | હલકારા. ૩૩ | કાશીદ. |
| | શૈવા, પાશુપતા તપસ્વી. | શૂદ્રી. | રાવળિયા. ૩૪ | જે ભગવાંમાથે બાંધે છે. |

## જારકર્મથી ઉપજેલી જાતિઓ.

| બાપ. | મા. | દીકરાનીજાતિ. | કર્મ. |
|---|---|---|---|
| ૩૦. માળી. | ૨૭કાયસ્થસ્ત્રી | મણિહાર. ૩૫ | હાથીદાંતનોકીસબકરે |
| વૈશ્ય. | ૬.કરણસ્ત્રી. | ભરવાડ. ૩૬ | ગાયો, ભેંસો, બકરાં ચારે. |
| સન્યાશી. | રાંડીરાંડ. | ઓડ. ૩૭ | નિવાણખોદનાર. |
| શૂદ્ર. | ૧૦ચારણસ્ત્રી | છીપા. ૩૮ | લૂગડાં રંગે. |
| શૂદ્ર. | ૩મછીમારસ્ત્રી | કુકુટક. ૩૯ | ટંકશાળમાંનાણાંપાડે. |
| ક્ષત્રી. | ૧૦ચારણસ્ત્રી. | લુહાર. ૪૦ | લોઢું ઘડે. |
| ૫. રાવત. | ૮. ગોલી. | ધોબી. ૪૧ | |
| રાવત. | ૩મછીમારસ્ત્રી | ઘાંચી. ૪૨ | |
| ૩૯. ટંકશાળી. | ૧૪.આભીરી. | ગળીયારા.૪૩ | |
| ૩૫ મણિહાર. | ૩૩.હલકારી. | ધૂળધોયા. ૪૪ | |
| ૩. મછીમાર. | ૧૨.કઠિયારી. | ખારવા. ૪૫ | ખલાશિયા. |
| ૩. મછીમાર. | શૂદ્રી. | કોળી. ૪૬ | |
| બ્રાહ્મણ. | ૧૨.કઠિયારી. | મોચી. ૪૭ | |
| ૩. મછીમાર. | ૪૭.મોચેણ. | ચમાર. ૪૮ | |
| ૩૨. વેન. | ૧૪.આભીરી. | કલાલ. ૪૯ | |
| ૪૫. ખારવા. | ૩૩.હલકારી. | ચુનારા. ૫૦ | |
| ૩.મછીમાર. | ૮. ગોલી. | વાદી. ૫૧ | સરપ ખેલાવે. |
| ૧૨.કઠિયારો. | ૪૭. મોચેણ. | ડબગર. ૫૨ | ચામડાનાંપાત્ર કરે. |
| ૩૭. ઓડ. | દાસી. | ખાટકી. ૫૩ | કસાઈ. |

એ જાતિઓનાં નામો સંસ્કૃત ઉપરથી હાલ ગૂજરાતમાં જેવાં ચાલેછે, તેવાં મેં લખ્યાંછે. તે જાતના માણસના કર્મ ઉપર સુરત રાખીને લખ્યાંછે. પણ તેજ નાત્યોવાળાને દક્ષિણ, બંગાળા વગેરે પ્રાંતોમાં જૂદા નામથી કહેતા હોય, એટલા સારૂ મૂળ નામો સંસ્કૃતમાંથી નીચે લખુંછું.

१ मूर्द्धावसिक्त.
२ अंबष्ट.
३ निषादअथवापारशव.
४ माहिष्य.
५ उग्र.
६ करण.
७ सूत.
८ वैदेहिक.
९ चांडाल.
१० मागध.
११ क्षता.
१२ अयोगव.
१३ रथकार.
१४ आभीर.
१५ कंसार.
१६ काहार.
१७ कुंभकार.
१८ भृज्जकंठ.
१९ आवर्त्तक.
२० कटधानक.
२१ पुष्पशेखर.
२२ भोजक.
२३ देवल.
२४ कुंतलक-नापित.
२५ झल्ल.
२६ मल्ल.
२७ कायस्थ.
२८ चंचुक.
२९ ताम्रकूट.
३० मालाकार.
३१ सूपकार-सूद.
३२ वेन.
३३ जांविक.
३४ भस्मांकुर.
३५ शालकय.
३६ वत्सक.
३७ कर्मचांडाल.
३८ सिंदोलक.
३९ कुक्कुटक.
४० उल्मुक.
४१ मंजुष-रजक.
४२ मौकलिक-तैली.

| | |
|---|---|
| ૪૩ सौरषीर. | ૪૯ पौष्कल. |
| ૪૪ वंधुल. | ૫૦ मंगुष्ट. |
| ૪૫ कैवर्त्तक. | ૫૧ आहितुंडक. |
| ૪૬ पुष्कल. | ૫૨ दुर्भर. |
| ૪૭ कायार. | ૫૩ शौनिक. |
| ૪૮ विग्वण. | |

## નાત્યો જૂદી પડવાના સાબેતીવાળા દાખલા.

નાત્યો બંધાવાનું મૂળ કારણ બ્રાહ્મણો છે, કેમકે સૌ પહેલી બ્રાહ્મણોની નાત્ય બંધાઇ. એ બાબતની હકીકત વિસ્તારથી પહેલા ભાગમાં લખી છે. ગૂજરાતમાં બીજા સઘળા બ્રાહ્મણો કરતાં ઔદિચ્ય બ્રાહ્મણોની નાત્ય બહુ મોટી છે, વાસ્તે તેઓમાંથી જે ઘણીએક જૂદી જૂદી નાત્યો થઇછે તે લખુંછું. મૂળરાજે પરદેશમાંથી ૧૦૦૦ બ્રાહ્મણોને તેડાવીને ગામો આપ્યાં. પણ ત્યાર પછી તે બ્રાહ્મણોના કુટુંબી તથા ઓળખાણવાળા ઘણાએક બ્રાહ્મણો ઉત્તરમાંથી આ દેશમાં આવ્યા. તેઓ ગુજરાન ચલાવવા સારૂ કેટલાએક કણબીના ગોર થયા ને ગોલાના, કાછીઆના એ રીતે ઘણીએક નાત્યોના ગોર એ ઔદિચ્ય થયા. તેમાં કેટલાએક મોચીના ગોર થયા, ત્યારે ઔદિચ્ય બ્રાહ્મણોએ તેઓને કહ્યું કે તમે મોચીના ઘરની ભિક્ષા લેશો તો અમારી નાત્યમાં તમને રાખશું નહિ. પછી તે મોચી ગોરે મોચી લોકો સાથે પોતાની આજીવિકાનો બંદોબસ્ત

કરીને પોતાની નાત્ય જૂદી બાંધી, તેમના ઘરનું પાણી ઔદિચ્ય બ્રાહ્મણો પીતા નથી. તથાપિ તેઓ ઔદિચ્ય બ્રાહ્મણો કહેવાયછે, અને તે નાત્ય બહુ નાની છે.

એક મોચીગોરને કોઈ રાજાએ કાંઈ દાન આપવા માંડયું તે તેણે ડાબે હાથે લેવા માડયું. ત્યારે તે રાજાએ કહ્યું કે એ હાથ કેમ ધરોછો? બ્રાહ્મણે કહ્યું કે, જમણો હાથ તો મોચીલોકોનુંજ દાન લેવાને કબૂલ કર્યોછે, તે હાથે બીજા કોઈનું દાન હું લેતો નથી. તેની મતલબ એ કે, મોચી લોકો એમ કહે કે, અમારા બ્રાહ્મણો મોચી સિવાય કોઈને જાચતા નથી, તે વાત સાબીત કીધી. જેમ એ મોચીગોરની નાત્ય જૂદી થઈ, તેમજ ઔદિચ્યમાંથી ગંધ્રપગોર, દરજીગોર, કોળીગોર, વગેરે કેટલીએક નાત્યો થઈછે. તથા મારવાડી ઔદિચ્ય, કચ્છી, વાગડિયા ઔદિચ્ય, એઓની નાત્ય પણ જૂદી થઈછે. તેનું કારણ એ કે, હરેક જીલ્લાના ઔદિચ્યોનો આચાર મળતો આવતો નથી, તેથી એક બીજા સાથે જમવાનો વહેવાર ચાલતો નથી. વળી સુરતશહેર વસ્યા પછી તુરત જે ત્યાં જઈને રહ્યા તેઓ તથા ત્યારપછી કેટલેએક વર્ષે ત્યાં અમદાવાદ જીલ્લામાંથી રહેવા ગયા, તેઓની બે નાત્યો થઈ, સુરતી ઔદિચ્ય તથા અમદાવાદી ઔદિચ્ય. એમજ સુરતમાં ઘણીએક નાત્યોમાં એવા બે પ્રકારના સંભા છે. તેમાં કેટલાએક તો એક બીજાને ઘેર જમવાથી વટલાયછે. સુરતી શ્રીમાળી બ્રાહ્મણ, તથા અમદાવાદી શ્રીમાળી બ્રાહ્મણ; સુરતી સોની, તથા અમદાવાદી સોની; એ રીતે એ નાત્યો જૂદી પડવાનું કારણ એક એવુંછે કે, હરેક નાત્યોમાં વિવાહમાં તથા ક્રિયામાં, નાત્ય વરાની જમણવારો

કરવાનો ચાલ બહુ વધી ગયોછે. તે એ રીતે કે કોઈ પૈશાવાળો હોય તે પોતાની આબરૂ નાત્યમાં વધારવા સારૂ સઉ કરતા હોય તેથી એક દાહાડો વધતી જમણવાર કરે, અથવા ખાંડ, સાકરની જમણવાર કરે, ત્યારે બીજો પણ તેમજ કરે. પછી તો સઊ એમજ કરવા લાગે છે. અને જો એમ કરે નહિ, તો આબરૂ જાય, વાસ્તે કરજ કાઢીને તથા ઘરબાર વેચીને નાત્યવરા કરવા પડેછે. ત્યારે સર્વેના મનમાં એવી ઈચ્છા થાયછે કે આપણી નાત્ય નાની હોય તો સારૂં. પછી કાંઈ ટંટાને લીધે, જો નાત્યમાં તડ થયાં હોય તો તેનીજ બે નાત્યો થાયછે. જેમ પશ્ચિમના શ્રીમાળી બ્રાહ્મણોમાં સામવેદી, યજુરવેદીઓનાં ૨ તડ વર્ષ ૭૫ થયાં જૂદાં થયાથી તેઓની ૨ નાત્યો બંધાઈછે. તેમ થાયછે, અથવા પરગામના પોતાના નાતીલા કાંઈ ધંધા સારૂ તે ગામમાં ઘણા આવતા હોય તો તેઓ સાથે વહેવાર બંધ કરેછે. પછી પેલા પરગામનાઓને ત્યાંજ રહેવાની જરૂર પડે તો જૂદી નાત્ય બાંધેછે. જેમ હાલ મુંબાઈમાં ઘોઘારી શ્રીમાળી બ્રાહ્મણની નાત્ય તથા ખંભાતી શ્રીમાળીની નાત્ય, અને મારવાડી શ્રીમાળી બ્રાહ્મણની નાત્ય જૂદી જૂદી છે. પણ તેઓ એક બીજાને ઘેર જમવાથી વટલાતા નથી, તથા એક બીજામાં સગપણ કરે તો પણ થઈ શકે છે. એજ રીતે સઘળા બ્રાહ્મણોની નાત્યો જૂદી જૂદી હોય તો પણ ઝાઝી અડચણ પડે નહિ અને ઘણું સારૂં થાય.

---

# પ્રકરણ ૧૫ મું.

## નાગરી નાત્યોમાંથી જૂદા સંઘા બંધાયાનું કારણ.

નગરખંડના અધ્યાય ૨૩૫ છે, તેમાં ૧૦૮ મા અધ્યાયથી ૪થા અધ્યાયમાં લખે છે કે, આનર્ત દેશના રાજાએ ચમત્કાર નામે શહેર વસાવીને ૭૨ ગોત્રના બ્રાહ્મણોને આપવા માંડયાં, તેમાં ૮ ગોત્રનાએ લીધાં નહિ, ને ૬૪ ગોત્રનાએ લીધાં, પછી ત્યાં કાંઈ કારણથી નાગની ઉત્પત્તિ ઘણી થઈ, તેઓએ ઘણાં માણસોને કરડી ખાધાં, તેથી કેટલાક બ્રાહ્મણો નાશી છૂટયા. પછી એક અપમાન કરેલે બ્રાહ્મણે (त्रिजातके) મંત્રનો ઉપાય કર્યો, તથા એ સઉ બ્રાહ્મણોએ મળીને લાકડી પથરા વગેરેથી હજારો નાગને મારી નાંખ્યા. ત્યારે એ શહેરનું નામ નગર (ઝેર વિનાનું) ઠર્યું, ને તે બ્રાહ્મણો †નાગર કહેવાયા. પછી ૧૫૮ મા અધ્યાયમાં લખે છે કે, એક પુષ્પક નામના પુરૂષે પરસ્ત્રીનો સંગ ઘણાં વર્ષ કર્યો, તે પછી પસ્તાવો કરીને તેનું પ્રાયશ્ચિત કરવા વડનગરમાં આવ્યો, ત્યારે સઉ નાગરોએ કહ્યું કે એ પાપ મટવાનો ઉપાય નથી. ત્યારે એક ચંડશર્મા નામના નાગરે કાંઈ પ્રાયશ્ચિત કરાવ્યું, તેથી નાગરેએ ચંડશર્માને નાત્ય બહાર મૂક્યો. તેથી બાહ્ય નગરાની નાત્ય જૂદી બંધાઈ.

પ્રથીરાજરાસામાં લખ્યું છે કે, વિસલનગર વસાવનાર વિસલદેવ રાજાએ પુષ્કરક્ષેત્રમાં પરસ્ત્રીનો સંગ કર્યો હતો, તેથી તે સ્ત્રીએ શ્રાપ દીધો હતો કે, તું અસુર થઈશ. પછી એ પાપ મ-

† નગરમાં રહેનારા તે નાગર.

ટવાનો ઉપાય વિસલદેવ શોધતો હતો. વાસ્તે પુષ્પક નામનો પુરૂષ નગરખંડમાં લખ્યો છે, તે વિસલદેવ સંભવેછે. ને બ્રાહ્મનગરા જે લખ્યા છે તે વિસલનગરા, સાઠોદરા વગેરે સંભવેછે. પછી નગરખંડના ૧૯૩ મા અધ્યાયમાં લખ્યું છે કે, એક નાગરનો છોકરો પારાવસુ નામે હતો તે વેશ્યાને ઘેર વડનરમાં જઈને રાત્રીએ સુતો. રાત્રીમાં તરશ લાગ્યાથી તેણે ઊઠીને પાણી પીધું, ત્યાં પાણી સાટે મદિરા પીવામાં આવી. તે પાપથી પસ્તાવો કરીને ગુરૂપાસે જઈને કહ્યું જે મદિરા પીવાના પાપથી છૂટવાનો ઉપાય મને બતાવો. ગુરૂએ કહ્યું કે જાણીને પીએ તો સોનું ગાળીને પીએ, ને મરે; અને અજાણે પીએ તો ઘી અતિશે ઉંનું કરી પીને મરે, ત્યારે તેનું પાપ મટે. પછી તે છોકરાનાં માબાપે કહ્યું કે દીકરો મરશે તો, તે સાથે અમે પણ મરીશું. પછી બીજા બ્રાહ્મણે સહેલો [1]ઉપાય બતાવ્યો, તે કર્યો. પછી વડનગરમાં એવો બંદોબસ્ત કીધો કે, આ શહેરમાં જેટલી વેશ્યાઓ રહે છે તેમણે પોતાના ઘરમાં મદિરા રાખવી નહિ. (કારણ કે વળી કોઈ નાગરનો છોકરો પાણીને વરાંસે મદિરા પીને વટલાય નહિ.) આ પછી નાગર બ્રાહ્મણોએ બીજી નાત્યના બ્રાહ્મણો સાથે કન્યા લેવા દેવાનો તથા ખાવા પીવાનો વહેવાર તોડયો, તેની હકીકત નગરખંડના ૧૯૫ મા અધ્યાયમાં છે. તે એ રીતે કે, ગામ વઢવાણ (*વર્દ્ધમાનપુર) નો ઢેડીઓ બ્રાહ્મણ-

---

૧ એ ઉપાય લખવાથી નગરખંડની ઘણી મશ્કરી થાય એવું છે વાસ્તે હું લખતો નથી. * મહાવીર સ્વામીનું નામ વર્દ્ધમાન છે, અને તેમનાથી એ ગામ આશરે ૨૧૦૦ વર્ષ ઉપર વસેલું માટે નગરખંડ તે પછી થયેલો જણાય છે.

નો વેશ લેઈને વડનગરમાં આવ્યો; ત્યાં સુભદ્ર નામના નાગરની દીકરીને પરણ્યો. તેણે પ્રથમથી કહ્યું હતું કે હું ગૌડ બ્રાહ્મણ છું (નાગર નથી), પણ તે કન્યાના અંગમાં કાંઈ ખોડ હતી, તેથી કોઈ નાગર પરણતો નહોતો વાસ્તે તેના માબાપે તેને પરણાવી, ને તે વર્ષ ૧ સૂધી ઘર જમાઇ થઇને રહ્યો, ને નાત્યમાં તથા સગાઓને ઘેર જમ્યો. પછી તેની જાત જાણવામાં આવી, ત્યારે તે નાશી ગયો. પછી બધા નાતીલાઓએ પ્રાયશ્ચિત કર્યું, ને તે કન્યા આપઘાત કરીને મુઈ (અગ્નીમાં). પછી નાગરોએ પકકો બંદોબસ્ત કર્યો કે, નાગર સિવાય કોઈ બ્રાહ્મણની દીકરી લેવી દેવી નહિ, ને તેની સાથે ખાવું પીવું નહિ. (કાઠિઆવાડમાં પણ વર્ષ ૩૦ ઉપર એવું થયું હતું કે, ઢેડીઓ કણબીને વેશે વર્ષ ૨ સૂધી નાગરને ઘેર ચાકર રહ્યો, પછી ઓળખ્યામાં આવ્યો ત્યારે ખૂબ શિક્ષા કરીને કાઢી મેલ્યો. વાસ્તે જુનાગઢના નાગરો કાઠિયાવાડના નાગરોની નિંદા કરે છે. )

## ત્યારપછી નાગરની નાત્યોમાં જૂદા સંભા બંધાવાનું કારણ.

પ્રથમ વડનગરા નાગરોમાં ૩ સંભા બંધાયા.

| ૧૨ ગૂજરાતી સંભાનાં ગામ. | ૧૨ સોરઠીઆ સંભાનાં ગામ. | ૬ પોળના સંભાનાં ગામ. |
|---|---|---|
| ૧. અમદાવાદ. | ૧. જુનાગઢમુખ્ય. | ૧. સુરત. |
| ૨. પેટલાદ. | ૨. માંગરોળ. | ૨. ડુંગરપુર. |
| ૩. નડીઆદ. | ૩. પોરબંદર. | ૩. વાંસવાડા. |
| ૪. વડોદરા. | ૪. નવું બંદર. | ૪. પાટણ. |
| ૫. ખંભાત. | ૫. ભૂજ. | ૫. મથુરાં. |
| ૬. સોજીતરા. | ૬. ઊના. | ૬. કાશી. |
| ૭. કરનાળી. | ૭. દેલવાડા. | સુરત, બરાનપોર, અને કાશી એ ત્રણ એકલાં જૂદાં છે. ને પાટણ વગેરે ૭ પોળ જૂદી છે. |
| ૮. સીનોર. | ૮. પ્રભાસ પાટણ. | |
| ૯. ધોળકા. | ૯. મહુવા. | |
| ૧૦. વિરમગામ. | ૧૦. વાસાવડા. | |
| ૧૧. મુમધા. | ૧૧. ઘોઘા. | |
| ૧૨. આસી. | ૧૨. અમરેલી. | |

એ રીતે જૂદા જીલ્લાથી ત્રણ સંભા બંધાયા, તેમાંથી વળી હાલમાં ઘોઘા તથા જુનાગઢવાળાના જુદા સંભા જેવું માલમ પડે-છે. એ જૂદા સંભાવાળાઓ એક બીજાની કન્યા લેતા દેતા નથી. વળી તે સંભાથી અગાઉ ગૃહસ્થ, ભિક્ષુકની નાત્યો બે જૂદી થઈ, તેની વાત એવી ચાલેછે કે, કોઈ ગૃહસ્થના ઘરની દીકરી ભિક્ષુક નાગરને પરણાવી હતી, તેને પીયરથી તેનો ધણી પોતાને ગામ તેડી જતો હતો, તેણે રસ્તામાં પલાળેલા ચણાનું ભાતું એ બાઈને

ખવરાવ્યું, તે ચણા ખાવાથી બાઈનું પેટ ફાટયું ને મરીગઈ. ત્યારથી ગૃહસ્થ નાગરોએ બંદોબસ્ત કીધો કે, ભિક્ષુકને દીકરી દેવી નહિ. ત્યારે ભિક્ષુક નાગરોએ બંદોબસ્ત કીધો કે આપણે ગૃહસ્થ નાગરોને દીકરી દેવી નહિ. એ ભિક્ષુકો ગૃહસ્થ નાગરોના ગોર છે, અને તે બે નાત્યો જૂદી છે, પણ એક બીજાથી વટલાતા નથી. પાટણમાં, ડુંગરપુરમાં, તથા વાંસવળામાં એક બીજાની કન્યા પણ તેઓ લે છે.

વિસલનગરા નાગરમાં ૨ સંભા છે. અમદાવાદી સંભા તથા વિસલનગરી સંભા. એ બંને સંભાના સુરત વગેરેમાં રહેછે, તોપણ તેજ નામથી જૂદા સંભા છે. તે પણ એક બીજાની કન્યા લેતા દેતા નથી.

વિસલનગરામાંથી બારડ એવા નામની એક નાત્ય થઈછે, તેઓ પોતાની નાત્યમાં કન્યા મળે નહિ, તો બીજા હરેક બ્રાહ્મણની કન્યા લાવેછે. તેથી એ બારડના ઘરનું પાણી વિસલનગરા પીતા નથી. પણ તે નાત્ય દિનપર દિન વધતી જાયછે. કોઈ બ્રાહ્મણ રાંડી રાંડને લેઈને અથવા નાતીલી પારકી બાઇડીને લેઈને નાશી જાય, તે કોઈ ગામડામાં જઈને બ્રાહ્મણને વેશે છાનો માનો રહેછે. તેને છોકરાં થાય ત્યારે તેને પરણાવવા સારૂ પોતાના જેવો કોઈ ઠેકાણે હોય તેને શોધી કાઢવો પડેછે. ઘણુંકરીને પોતાની અસલ નાત્યમાં પોતાની કન્યા પરણાવવાની ઘણીજ ઈચ્છા તેના મનમાં રહેછે. એવા કુળના શ્રીમાળી બ્રાહ્મણોનાં ઘર ૫૭ અમદાવાદ ફરતાં ગામડાંઓમાં છે, તેઓ દશકોશી કહેવાયછે, અને એવા કુળના ઔદિચ્ય

બ્રાહ્મણો વાગડદેશમાં રહેછે. એ દશક્રોશીની કન્યા અમદાવાદ, ખંભાત, કપડવણજ, વડોદરૂં, સુરત એ શેહેરના શ્રીમાળી બ્રાહ્મણો કે જેમને પોતાની નાત્યમાંથી કન્યા મળે નહીં, તેઓ પરણી લાવેછે, અને વાગડના ઔદિચ્યની કન્યાઓ ઝાલાવાડ, ગૂજરાતના ઔદિચ્ય પોતાની નાત્યમાંથી કન્યા ન મળે તેઓ લાવેછે. પછી નાત્યવાળા તેઓનો દંડ લેઈને નાત્યમાં દાખલ કરેછે. એ વાગડ વગેરેના જે બ્રાહ્મણો કહ્યા, તેઓના ઘરનું પાણી વાણિયા તથા કણબી પણ પીતા નથી. અને તે બ્રાહ્મણોની કન્યા રાંડે તો નાતરાં કરેછે. અને પરદેશમાં જાય ત્યારે પોતાનું કુળ છુપાવીને પોતાની અસલ નાત્યનું નામ બતાવેછે. પણ અસલ નાત્યવાળાના જાણવામાં આવે તો પછી તેનું પાણી પીતા નથી. પણ તેની દીકરી નાત્યમાં પરણીને આવી હોય, તેના ધણીનો એકવાર દંડ લીધો એટલે પછી તે કન્યાનો ત્યાગ કરતા નથી, અને પોતાની દીકરી અથવા બેનને ઘેર, એ બ્રાહ્મણ જાય ત્યારે તેને વેગળેથી ખાવાનું આપેછે. અને તેનીજ દીકરી અથવા તેના ભાઈની દીકરી, આગળ તેને ઘેર પરણેલો તે અથવા તેનો ભાઈ, વળી પરણી લાવે, તો વળી દંડ આપીને દાખલ થાયછે. એ રીત બારડ શિવાય બીજી નાગરી નાત્યોમાં ચાલતી નથી. તથા આગળ લખેલાં પાંચ ગામ શિવાય શ્રીમાળી બ્રાહ્મણોમાં પણ ચાલતી નથી.

મોઢ બ્રાહ્મણોની એક એક નાત્યમાંથી પણ સુરતી, કપડવંજી, સરખેજી, સંભા જૂદા જૂદા છે. તેઓ એક બીજાને કન્યા લેતા દેતા નથી. કેટલાએક એક બીજાને ઘેર જમતા પણ નથી.

## પ્રકરણ ૧૬ મું.

### રજપૂતોની જૂદી નાત્યો.

રજપૂત, કારડીયા રજપૂત, વગેરે રાજભ્રષ્ટ થયાથી પોતાની નાત્ય જૂદી બાંધીને પોતાનીજ નાત્યમાં દીકરીનો વિવાહ કરેછે, તથા નાતરાં કરેછે. પણ બીજા રજપૂતો સાથે જમવાનો વહેવાર રાખેછે. હાલમાં રાજાઓ ચહાય તેવું ખાય તથા પીએ, મરજીમાં આવે એવાં કર્મ કરે, તોપણ તેને કોઈ નાત્ય બહાર મૂકી શકતા નથી. પણ એટલું સૌ સૌના મનથી તેઓ રાખેછે, કે ગાયને મારતા નથી, કેમકે સહુથી મોટું પાપ તેમાં સમજેછે. પણ તેઓને માલમ નથી કે ૧૦૦ ગાયો મારે અથવા દિવસે સૂઈ રહેવા વગેરેનો ચાલ હજાર દિવસ રાખે, અથવા એકવાર મદીરા પીએ, તેનું પાપ બરાબર થાયછે; એમ મિતાક્ષરાના ત્રીજા અધ્યાયમાં લખ્યુંછે.

**॥यःशतकृत्वोगावोवधंकरोति. वादिवास्वापादिकंतुसहस्त्रकृत्वोऽप्यभ्यस्य, महापातकीस्यात् ॥ ब्रह्महासुरापीत्वादिमहापातकी ॥**

કોઈ રાજાએ વેશ્યા સાથે ગ્રહવાસ કીધો હોય તેનું ફરજંદ થાયછે, તે મુસલમાન રાજાને ઘેર પરણાવી દેછે, પણ રજપૂતોમાં પરણાવાતું નથી; એટલો બંદોબસ્ત રહ્યોછે.

### મોલેશલામ.

સિંધના પાદશાહે મુલી ગામના પરમારોને વટલાવ્યા, તથા આશરે સંવત ૧૫૧૫ માં મહમદ બેગડો અમદાવાદના તખ્ત ઉપર

બેઠો, તેણે જુનાગઢના મંડળીક રાજાને વટલાવ્યો, એ વગેરે કેટલાક રજપૂતો વટલીને મુસલમાન થયા, તેઓ મુસલમાનનો ધર્મ પાળેછે. ને કેટલાએક રજપૂતોને મહમદ બેગડે વટલાવ્યા ખરા, તોપણ હાલ સૂધી તે રજપૂતો હિંદુ ધર્મ પાળેછે, મુસલમાનના ધર્મને મુતલક માનતા નથી, પણ તેઓની નાત્ય જૂદી બંધાઈછે, તે મોલેશલામ કહેવાયછે. તેઓ પોતાની અસલ સાખનાં નામ જે, રાઠોડ, ચહુવાણ, મકવાણા, પરમાર વગેરે તે રાખી રહ્યાછે. તેમનાં છોકરાં પોતાનીજ નાત્યમાં (મોલેશલામમાં) વરેછે. કેટલાએક વટલીને કોળીની નાત્યમાં ભળ્યાછે.

---

## પ્રકરણ ૧૭ મું.

## વાણિયાની નાત્યોમાંથી જૂદી નાત્યો.

પ્રથમ કેટલાએક વાણિયાઓની નાત્યોમાં દશા તથા વીશા એવા બે ભેદ થયા, તેનું કારણ એ કે જેઓનું કુળ દશવશા ઉત્તમ, અને જેઓનું વીશવસા ઉત્તમ હતું, તે દશા તથા વીશા થયા. હાલમાં પણ મહાજન ભેળું થાય ત્યારે પ્રથમ વીશા વાણિયાને ચાંદલો થાયછે. કેટલાએક ગામડામાં એવો ચાલ છે કે કદાપિ વીશો વાણિયો ત્યાં કોઈ ન હોય, અને મહાજન મળ્યું હોય ત્યારે બે દશ શેરા માંડીને, વીશાને બદલે તે તોલાંઓને પ્રથમ ચાંદલો કરેછે. એ દશા તથા વીશાઓ એક બીજાની દીકરી લેતા દેતા નથી; જમવાજમાડવાનો વહેવાર કોઈ ગામમાં છે અને કોઈ ગામમાં નથી. વીશાશ્રીમાળી વાણિયા સઘળા શ્રાવક છે. દશાશ્રીમાળીમાં કેટલાએક

શ્રાવક છે, અને કેટલાએક મેશ્રી છે; તે બંનેની અમદાવાદમાં એકજ નાત્ય હતી, પણ હાલમાં એ બે નાત્યો જૂદી થઈ છે. એ શ્રાવકો મેશ્રીને ઘેર કન્યા દેતા હતા, પણ તે શ્રાવક પોતાની બેનને ઘેર જમવા જાય, ત્યારે વેગળેથી તેને પીરસતા હતા; તેથી શ્રાવકોએ બંદોબસ્ત કીધો કે મેશ્રીને દીકરી દેવી નહિ. ગૂજરાતમાં મેશ્રી લોકોની નાત્ય જમે ત્યારે પત્રાળીએ જમવાનો તેઓનો ચાલ છે. અને શ્રાવક લોકોને થાળીએ જમવાનો તેઓનો ચાલ છે, તેથી શ્રાવકોએ બંદોબસ્ત કીધો કે, પત્રાળીએ જમે તેને આપણી નાત્યમાં રાખવો નહિ. મતલબ એ કે મેશ્રી લોકો સાથે વહેવાર રાખવો નહિ. એ-રીતે જેમ હાલમાં દશા શ્રીમાળી વાણિયામાં બે નાત્યો જૂદી થઈ, એજ દાખલા ઉપરથી જાણવું કે કેટલીક નાત્યો ધર્મના ટંટાથી જૂદી પડીછે.

હાલમાં ઢુંઢીઆ તથા તપા શ્રાવકોની બે નાત્યો કચ્છ, વાગડ વગેરે ઘણાએક જીલ્લામાં જૂદી પડી છે, અને ગૂજરાતમાં એ બે નાત્યો જૂદી પાડવા વિશે સરકારમાં ટંટા ચાલેછે. તથા મેશ્રી લોકોમાં સ્વામીનારાયણના શિષ્યોની જૂદી નાત્યો પાડવા વિશે ટંટા ચાલે-છે. જ્યારે કોઇએક નાત્યમાં ચોથો હિસ્સો અથવા છટ્ઠો હિસ્સો પણ એક તરફ હોય ત્યારે તો તેઓને જૂદી નાત્ય પાડવામાં કાંઈ અડચણ થતી નથી. પણ જ્યારે કોઈ નાત્યમાંથી ૫ ઘરને અ-થવા દશ ઘરને નાત્ય બહાર મૂકીને તેઓને માથે જૂલમ કરવા નાતીલા ઊભા થાય છે, ત્યારે તેની ફરિયાદ સાંભળવાની સરકા-રને જરૂર પડે છે. જ્યારે નાતીલાના ધર્મને હિંદુશાસ્ત્ર પ્રમાણે તુ-

કશાન લાગે એવો ધર્મ કોઇ એક જણ પકડે, (મુસલમાન વગરે-નો) ત્યારે તેને નાત્ય બહાર મૂકી શકાય છે. પણ તે શિવાય મૂકાતો નથી.

---

## પ્રકરણ ૧૮ મું.

### સુતાર વગેરે નાત્યોના ભેદ.

સુતાર ત્રણ જાતના છે. ૧. ગુજર સુતાર, ૨. સઈ સુતાર, ૩. મેવાડા સુતાર. ગુજર સુતાર સઈ સુતારથી વટલાયછે. સઈ સુતારમાં કેટલાએક દરજીનો ધંધો કરે છે અને કેટલાએક સુતારનો ધંધો કરેછે, પણ તેઓની નાત્ય એકજ છે. તેઓ પોતાની મરજી પ્રમાણે એક બીજાનો ધંધો પણ કરે છે. તે નાત્યમાં નાતરૂ કરવાનો ચાલ છે. તેઓ પોતાથી નીચી નાત્ય જે કોળી, મોચી વગેરે તેમનું પાણી પીતા નથી. મેવાડા સુતાર જનોઈ રાખે છે.

હજામ, ચોખ તથા બાબર એ બે જાતના છે. તેમાં બાબરના ઘરનું પાણી ચોખ હજામ પીતા નથી. એ ચોખ, રજપૂત લોકોને વાસ્તે રસોઈ કરે છે, તેમની રસોઈ સઘળા રજપૂતો જમેછે. મારવાડી રજપૂતો જે ગૂજરાતમાં આવીને મજુરી કરીને ગુજરાન ચલાવેછે, તેઓની નાત્યમાં નાતરૂં કરવાનો ચાલ છે. રાજાઓની નાત્યમાં નાતરાનો ચાલ નથી.

હિંદુશાસ્ત્રોમાં આ હિંદુસ્તાનમાંની ૪ વખતો, કે જેમાં ઘણો ફેરફાર થયો, તે લખેછે. તેમાં પ્રથમ સનકાદિક વગેરે રૂષિઓ જ્યારે હતા, ને વેદનો ધર્મ રૂડી રીતે ચાલતો હતો, ને દેશમાં

ઘણો સંપ હતો, તે વખતનું નામ કૃતયુગ કહેછે. તેવી વખત કેટલાં વર્ષ સૂધી ચાલી હશે, તે તો પરમેશ્વર જાણે. પણ હિંદુશાસ્ત્રમાં ૧૭૨૮૦૦૦ વર્ષ સૂધી એવી વખત હતી, એમ લખેછે. પછી પરશુરામની વખતમાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે મોટી લડાઈ થઈ, ને ઘણા લોકો માર્યા ગયા. અંતે રામચંદ્રજીએ પરશુરામને જીત્યા, એવામાં આ દેશની સ્થિતિનો ઘણો ફેરફાર થયો; તે વખતનું નામ ત્રેતાયુગ કહેછે. નગરખંડના ૨૬ મા અધ્યાયમાં લખેછે કે, પહેલા યુગમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય, શૂદ્ર, એ ૪ જાતિ શિવાય બીજી જાતિ નહોતી, પણ ત્રેતાયુગમાં [1]અંત્યજ જાતિઓ થઇ. તે એ રીતે કે બ્રાહ્મણની સ્ત્રી સાથે ક્ષત્રીએ ઘરવાસ કર્યો, તેથી સૂત જાતિની પ્રજા થઈ. તે સૂતે બ્રાહ્મણીને રાખી, તેના વંશના ઘોબી થયા. ને તે ધોબીએ બ્રાહ્મણીને રાખી, તેના વંશના ચમાર થયા. તે ચમારે બ્રાહ્મણીને રાખી, તેના વંશના નટ થયા. કોઈ વૈશ્યે બ્રાહ્મણીને રાખી તેના મહાગધ થયા. મહાગધે બ્રાહ્મણી રાખી તેના બરૂડ થયા. બરૂડે બ્રાહ્મણી રાખી, તેના [2]ખારવા થયા. ને ખારવે બ્રાહ્મણી રાખી, તેના મેદક થયા. ને શૂદ્રે બ્રાહ્મણીને રાખી, તેના ભિલ થયા. તેમાં સૂત તથા માગધ શિવાય ૭ જાતિ અંત્યજ કહેવાય. એ ત્રેતાયુગનાં વર્ષ ૧૨,૯૬,૦૦૦ લખ્યાં છે. ત્યાર પછી કૌરવ પાંડવની લડાઈની વખત તથા તેથી અગાઉની વખતનું નામ દ્વાપર એવું કહેછે. ને તેવામાં પણ આ દેશની સ્થિતિમાં ઘણો ફેરફાર થયો હતો. તેનાં વર્ષ ૮,૬૪,૦૦૦

૧ નીચ. ૨ ખલાશીયા.

લખે છે. ત્યાર પછી યવન લોકો આ દેશમાં આવવા લાગ્યા, તથા જૈન ધર્મથી વેદના ધર્મને હરકત થઈ ને નિરંતર રાજા તથા પ્રજા-માં લડાઈ ટંટા થવા લાગ્યા, એ વખતનું નામ કળિયુગ કહેછે. ને તેવી વખત ૪,૩૨,૦૦૦ વર્ષ સૂધી રહે, એમ લખ્યુંછે. તેમાંથી ૪૯૭૮ વર્ષ ગયાં. તેમાં પ્રથમ યુધિષ્ઠરનો શક ૩૦૪૪ વર્ષ સૂધી-ચાલ્યો. પછી વિક્રમનો શક ૧૩૫ વર્ષ ચાલ્યો. પછી શાલીવાહન-નો શક બેઠો; તેનું હાલ ૧૮૦૯ મું વર્ષ ચાલે છે, એમ લખ્યુંછે. એ કળિયુગનાં લક્ષણ લખ્યાં છે કે, એ વખતમાં દયા થોડી, ચોર ઘણા, માણસોને દુઃખ બહુ પડે, વિદ્યા થોડી તેથી બુદ્ધિ થોડી, રાજા ન્યાયમાં સમજે નહિ, પ્રજાને દુઃખ દે, એ વગેરે જે લખ્યું છે, તેજ રીતે ઘણા લોકોએ નજરે દીઠું, કે લોકો નિર્દય થઈને પોતાની દીકરીને જન્મતી વખતે મારી નાંખતા હતા. તથા ચો-રના ડરથી ગામ બહાર જવાતું નહિ. રાજાઓની હરકત કે, પ્ર-જાની વહુ દીકરીની આબરૂ લેવી તથા તેનું ધન લૂટી લેવું, તેથી માણસો બહુ દુઃખી થયાં. વિદ્યા તથા બુદ્ધિ થોડી હતી, એ સર્વે થઈ ચુકયું. હાલમાં દિનપરદિન એ વખત (કળિયુગ) બંધ થતી હોય એવું જોવામાં આવે છે, ને થોડા વર્ષમાં આ દેશમાં ઘણો ફેરફાર દેખાય એવું જણાય છે. વાસ્તે પંડિતોએ આ વખતનું નામ કાંઈ પાંચમું ઠરાવવું.

---

# પ્રકરણ ૧૯ મું.

## સુરતમાં જૂદી નાત્યો.

તારીખ ૩૧ મી ડીસેંબર સને ૧૮૨૭માં સુરતમાં બાર-ડોલ સાહેબે નાત્યોના શીરસ્તા લખાવ્યાછે. સુરતમાં તે સમે આટલી નાત્યો હતી, તેનાં નામ વાંચવાથી માલમ પડશે, કે હરેક નાત્યોમાંથી કેટલી કેટલી જૂદી નાત્યો થઈછે.

૧. કડીઆ સુરતીની નાત્ય.
૨. કડીઆ ઈડરિયાની નાત્ય.
૩. કડીઆ અમદાવાદીની નાત્ય.
૪. કડીઆ મારવાડી રજપૂતની નાત્ય.
૫. કણબી કૈડુવા સુરતી.
૬. કણબી કૈડુવા અમદાવાદી.
૭. કણબી દક્ષણી આંજણા.
૮. કનોજીઆ બ્રાહ્મણ.
૯. કપીલ બ્રાહ્મણ.
૧૦. કરાડા બ્રાહ્મણ.
૧૧. કાછીઆ કણબી રૈએતીતા અમદાવાદી.
૧૨. કાછીઆ સુરતી ક્ષત્રી વંશી.
૧૩. કાયસ્થ ભાવનગરી તથા સુરતી.
૧૪. કાળદાસીયા ચડોતરીયા.
૧૫. કુંભાર ગૂજરાતી.
૧૬. કુંભાર લાડ સુરતી.

૧૭. કુંભાર લાડ અમદાવાદી.
૧૮. કોળી તલબદા સુરતી.
૧૯. કોળી તલબદા અમદાવાદી.
૨૦. કંડોળીયા બ્રાહ્મણ.
૨૧. કંદોઈ સુરતી.
૨૨. કંદોઈ અમદાવાદી.
૨૩. કંસારા સુરતી.
૨૪. કંસારા તલબદા અમદાવાદી.
૨૫. ખડેતા બ્રાહ્મણ, હુંમડના ગોર.
૨૬. ખત્રી અમદાવાદી.
૨૭. ખત્રી પેટીગરા નાતરીયા.
૨૮. ખત્રી પેટીગરા નાતરીયા બીજા તડના.
૨૯. ખાત્રી વણકર સુરતી.
૩૦. ખાત્રી ફરસરામી પાંચગામી વણકર સુરતી.
૩૧. ખાત્રી ફરસરામી ખંભાતી તથા ગણદેવીગરા.
૩૨. ખાત્રી વણકર અમદાવાદી.
૩૩. ખારવા.
૩૪. ખારવા પટણી તથા ખંભાતી
૩૫. ખારવા ઓરપાડી.
૩૬. ખેડાવાળ બ્રાહ્મણ.
૩૭. ખેડાવાળ બ્રાહ્મણ બીજા તડના.
૩૮. ખડાયતા વાણિયા અમદાવાદી-વીશા.

૩૯. ખડાયતા વાણિયા સુરતી–દશા.
૪૦. ખડાયતા વાણિયા સુરતી–વીશા.
૪૧. ગદડીયા કામળાવાળા.
૪૨. ગરોડા, ઢેડના ગોર.
૪૩. ગુજર વાણિયા.
૪૪. ગોલારાણા.
૪૫. ગંધર્વ સુરતી
૪૬. ગંધર્વ અમદાવાદી.
૪૭. ઘાંચી પટણી.
૪૮. ઘાંચી માદોલી શીધપુરા.
૪૯. ઘાંચી મોઢ સીધપુરા. ઓરપાડી.
૫૦. ઘાંચી મોઢ શીધપુરા કતારવાળા.
૫૧. ઘાંચી મોઢ ચાંપાનેરી.
૫૨. નાગર વાણિયા.
૫૩. નાગર ગૃહસ્થ અમદાવાદી બ્રાહ્મણ.
૫૪. નાગર કલાટ અમદાવાદી બ્રાહ્મણ.
૫૫. નાગર કલાટ સુરતી બ્રાહ્મણ.
૫૬. નાગર બંધારા.
૫૭. નાગર બંધારા ગલીયારા અમદાવાદી.
૫૮. નાંદોરા વાણિયા વીશા.
૫૯. નીમાનંદી વેરાગી.
૬૦. ચોવીશા.

૬૧. છીપા.

૬૨. જાદવ વંશી રજપૂત શાબળ ગામના.

૬૩. અગરવાળ વાણિયા.

૬૪. આલિયા પરદેશી.

૬૫. ઊનેવાળ બ્રાહ્મણ.

૬૬. ઔદિચ્ય બ્રાહ્મણ સુરતી.

૬૭. ઓસવાળ શ્રાવક વીશા.

૬૮. ઔદિચ્ય બ્રાહ્મણ અમદાવાદી.

૬૯. ઔદિચ્ય બ્રાહ્મણ મોચીગોર.

૭૦. ટીમલીયા સુરતી.

૭૧. ટંકશાળી.

૭૨. ઠાકોર લોધા.

૭૩. ડબગર.

૭૪. ડીડુનાઘોર વાણિયા.

૭૫. ઢેડા અમદાવાદી.

૭૬. ઢેડા સુરતી.

૭૭. ઢેડા તલબદા.

૭૮. ઢોલી ખાનદેશી.

૭૯. તપોધન સુરતી.

૮૦. તપોધન શીયાદીવાળા.

૮૧. ત્રવાડી મેવાડા બ્રાહ્મણ સુરતી.

૮૨. તલાજીયા બ્રાહ્મણ સુરતી.

૮૩. તીલોની મરેહા દક્ષણી.
૮૪. તેલી ખાનદેશી દક્ષણી.
૮૫. દક્ષણી નામદેવ.
૮૬. દરજી દક્ષણી આહીર.
૮૭. દરજી ખંભાતી.
૮૮. દરજી સુરતી.
૮૯. દુબળા ઓરપાડી.
૯૦. દેશાવાળ બ્રાહ્મણ સુરતી.
૯૧. ધાબવા ખંભાતી.
૯૨. ધોબી આહીર.
૯૩. ધોબી સુરતી.
૯૪. પખાલી.
૯૫. પદમા નરવાણ.
૯૬. પરદેશી પુરબીયા.
૯૭. પરદેશી ડાંગી ઠાકોર.
૯૮. પરદેશી બખશરીયા.
૯૯. પરદેશી શીબાસ્તાન.
૧૦૦. પુરવીયા બખશરીયા.
૧૦૧. પોરવાળ શ્રાવક વીશા.
૧૦૨. પંચોળી.
૧૦૩. પંચોળી છ તડવાળા સુરતી.
૧૦૪. પાંચા નાંદોદરા વાણિયા.

૧૦૫. બ્રહ્મક્ષત્રી ગૂજરાતી.
૧૦૬. બારડ ગરાશીયા ઓરપાડી.
૧૦૭. બુનકર.
૧૦૮. ભટમેવાડા બ્રાહ્મણ સુરતી.
૧૦૯. ભરવાડ આહીર.
૧૧૦. ભરવાડ ઓરપાડી.
૧૧૧. ભાટીયા લવાણા સુરતી.
૧૧૨. ભાટ ઓરપાડી.
૧૧૩. ભાવસાર ખાનદેશી.
૧૧૪. ભાવસાર મેશ્રી અમદાવાદી.
૧૧૫. ભાવસાર શ્રાવક.
૧૧૬. ભાડભુંજા કાયસ્થ વાસુદેવજી.
૧૧૭. ભાટીયા જાદવવંશી.
૧૧૮. ભાઠેલા બ્રાહ્મણ-અનાવળા.
૧૧૯. ભારગવ બ્રાહ્મણ.
૧૨૦. ભારગવ શાકામલેજા.
૧૨૧. ભોઈ.
૧૨૨. મધ્યાચળ.
૧૨૩. માંછી ગુડીયા.
૧૨૪. માંછી ઢીમડ.
૧૨૫. માથુર.
૧૨૬. માળવી ભગત.

૧૨૭. માળી ફુલમાળી ગુલેફ કોશ સુરતી.
૧૨૮. માળી સુરતી.
૧૨૯. મારવાડી.
૧૩૦. મેવાડા વાણિયા દશા મેત્રી.
૧૩૧. મેવાડા વીશા.
૧૩૨. મેહેસુરીયા ઓરપાડી.
૧૩૩. મોચી અમદાવાદી ફીરકા.
૧૩૪. મોચી કડીયા ખંભાતી.
૧૩૫. મોચી સુરતી.
૧૩૬ મોચી પરદેશી.
૧૩૭. મોચી ઓરપાડી.
૧૩૮. મોઢ બ્રાહ્મણ સુરતી.
૧૩૯. મોતાલા બ્રાહ્મણ ઓરપાડી.
૧૪૦. મોતાલા બ્રાહ્મણ સીદ્ધેશ્વરો જયતું.
૧૪૧. મોઢ વાણિયા વીશા અમદાવાદી.
૧૪૨. મોઢ વાણિયા દશા માદળિયા.
૧૪૩. મોઢ વાણિયા દશા અડાળજા.
૧૪૪. રજપૂત પાધરા ભાગળીઆ.
૧૪૫. રજપૂત સોરઠિયા.
૧૪૬. રજપૂત ગૂજરાતી.
૧૪૭. રજપૂત પાધરા ઓરપાડી.
૧૪૮. રજપૂત શીકલીગર.

સામું મળે, તો કેટલીએક પાણીવાળી સ્ત્રીઓ મૂડદું નજરે પડેથી પાણી નાંખી દેછે અને કોઇ તો અવળું જોઈને ઉભી રહેછે. કોઈ કહેછે કે સાડાત્રણ હાથ નજદીક મૂડદું આવી જાય તો પાણી નાંખીદેવું. તેમજ પશુના મૂડદાથી પણ સાડાત્રણ હાથ વેગળે ચાલેછે; તેથી નજદીક થઈ જાય તો પાણી નાંખી દેછે. અને કોઈ વખતે કાગડો પાણી બોટી જાયછે, ત્યારે તે પાણી કોઈ નાંખી દેછે, અને કોઈ નથી નાંખી દેતી. થોડાં વર્ષ ઉપર એવો ચાલ હતો કે, ડાક્ટરનું ઔષધ જે ખાય તેને નાત્ય બહાર મૂકતા હતા. પણ હાલમાં સઘળી નાત્યોમાં એ બંધ તૂટી ગયોછે. પછી કેટલાક પોતાના મનથી બંધી રાખેછે. એ રીતે જૂદા જૂદા ચાલ પડ્યાછે, તે માણસના સ્વભાવ ઉપરથી છે.

---

## પ્રકરણ ૩૦ મું.

### વિવાહ સંબંધી જૂદા ચાલ.

જેનું કુળ ઊંચું હોય તેને કન્યાનાં સગાં વહાલાં અથવા ગોર પૂછવા જાયછે કે, તમારા દીકરાનું વેવીશાળ ફલાણાની દીકરી સાથે કરશો? ત્યારે તે વરનો બાપ કહેછે કે, આટલા રૂપિઆ પહેરામણીના અમને આપે તો સગપણ કરીએ. તે વાત કબૂલ કરેછે તોપણ કન્યાને જોવાસારૂ વરનો બાપ માણસ મોકલેછે, ને લૂલી, બહેરી, કે આંધળી ન હોય તો પછી સગપણ કરેછે. તે એ રીતે કે કન્યાનો બાપ વરને ઘેર વરના કુટુંબીઓને બોલાવીને બ્રાહ્મણનાં

કહ્યા પ્રમાણે વરને ટીલું કરીને નાળીયર ને રૂપિઓ હાથમાં આપેછે. એ સગપણ થયું એમ કહેવાયછે. ત્યારપછી કદાપિ વરના બાપને ને કન્યાના બાપને અણબનાવ વગેરેના કારણથી એ સગપણ તોડવા ચહાય તો કેટલાએક બ્રાહ્મણની નાત્યમાં, વાણિયામાં, રજપૂતની નાત્યમાં બંદોબસ્તથી એ સગપણ તોડી શકાતું નથી. કદાપિ વરને કાંઈ મોટો રોગ પેદા થાય, તો કન્યાનો બાપ નાત્યની રજા લેઈને બીજે ઠેકાણે સગપણ કરેછે. પણ નવાનગરના જામસાહેબના સ્વર્ગવાશી કુંવરનું સગપણ કોઈ ઠેકાણે થયું હતું, અને પછી એ કુંવર સ્વર્ગવાશી થયા, તોપણ એ બાઇ પોતાનો જન્મ એ કુંવર પછવાડે ગાળેછે. રાજાઓમાં એ રીતનો ચાલ છે, પણ બીજી નાત્યોમાં એવો ચાલ નથી. શ્રીમાળી તથા નાગર બ્રાહ્મણ વગેરે નાત્યમાં તો સગપણ થયા પછી વર જાન લેઈને આવ્યો હોય, ત્યાંથી પણ હાથેવાળો મળ્યો ના હોય ત્યાંસૂધી જો કન્યાનો બાપ અણબનાવ વગેરે કારણથી કન્યા પરણાવે નહિ, તો પરણ્યા વિના જાન લેઇને પાછો જાયછે. એ ચાલ ઘણીએક હિંદુની નાત્યોમાં નથી, તેથી તે લોકો એ કન્યાના બાપને ઘણો ધીક્કારેછે. સગપણ થયા પછી વરની તરફના માણસો કન્યાને લૂગડાં ઘરેણાં વગેરે ચઢાવવા જાયછે, તે સમૂહૂર્તુ ચઢાવ્યું કહેવાયછે. કુંભાર, હજામ, દરજી, મોચીની નાત્યમાં સમૂહૂર્તુ ચઢાવ્યાની અગાઉ કન્યાનો બાપ સગપણ તોડવા ચહાય તો તોડી શકેછે, પણ પછી તોડી શકતો નથી. હરેક નાત્યમાં નીચા કુળનો વર હોય તો તેનાં સગાં વહાલાં કન્યાના બાપને કહેવા જાયછે કે તમારી દીકરીનું

સગપણ ફલાણાના દીકરા સાથે કરશો? ત્યારે કન્યાના બાપની મ-
રજી હોય તો તે કહેશે કે મને આટલા રૂપિઆ આપે તો આ
કન્યાનું સગપણ તેને ઘેર કરૂં. પછી જે રીતે દલાલ વચમાં પડી-
ને વેપારીને માલ અપાવેછે, તેમજ વરનો ગોર અથવા સગો વ-
હાલો વચમાં રહીને કન્યાના બાપને રૂપિઆ આપવાનો આંકડો મુ-
કરર કરેછે. પછી એ બંદોબસ્ત પ્રમાણે સગપણ કરેછે. એ કુળ
ઊંચું તથા નીચું થવાની રીત, ઔદિચ્ય વગેરે બ્રાહ્મણોમાં તો એ-
મ છે કે, જે વેદ વગેરે ભણ્યો હોય અને શુકલવૃત્તી રાખે, એટલે
બ્રાહ્મણ સિવાય બીજાને જાચે નહિ, અને પોતાની દીકરીને (મફ-
ત) ધર્મે પરણાવે, તો બીજી અથવા ત્રીજી પેઢીએ નીચા કુળનો
હોય તેપણ ઊંચા કુળનો થાયછે. અને કોઈ કરજદાર થયો હોય,
તેથી દીકરીને રૂપિઆ લઈને પરણાવે તો ઊંચા કુળનો હોય તે ની-
ચા કુળનો થાયછે. હાલમાં અમદાવાદના ઔદિચ્ય ઘણાખરા ઊં-
ચા કુળના છે. તેમજ ધોળકાના શ્રીમાળી ઘણાખરા ઊંચા કુળના
છે. વાણિયા વગેરે હરેક નાત્યોમાં પૈસાદાર હોય, તે ઊંચા કુળનો
થાયછે. સામવેદી શ્રીમાળીમાં આશરે વર્ષ ૧૨૫ ઉપર ધોળકામાં પૈ-
સાદાર ઘણા હતા, તે વખતમાં તે બ્રાહ્મણો ઊંચા કુળના થયાછે; તે
હાલ પરગામમાં જઈને રહ્યા છે, તથા દીકરીના રૂ ૫૦૦) લેછે, તોપણ
કોઇ રીતે તેમનું કુળ ઊતરતું નથી. ને જેને રૂપિઆ ખરચીને પરણાવવું
પડેછે, તે હજારો રૂપિઆ નાત્યમાં ખરચેછે, દીકરીઓ ધર્મે પરણાવે-
છે તોપણ તેનું કુળ ઊંચું થતું નથી. વાસ્તે ઊંચા કુળનો કોઇ લૂ-
લો, બહેરો, આંધળો, કે દીવાનો હોય અથવા ઘણો દરિદ્રી હોય, તો-

પણ તેને કન્યા મળેછે. કેટલાએક તો એવા છે કે રૂ ૨૦૦) લઈને કન્યાને પરણે; એ રૂપિઆ વર્ષ ત્રણમાં થઇ રહે એટલે બીજી કન્યાના બાપ પાસેથી રૂ ૨૦૦) લઈને તેને પરણે છે. એજ રીતે પાંચ અથવા સાત સૂધી કન્યાઓને પરણે છે. અને તે કન્યાઓને અન્ન વસ્ત્ર પણ આપતા નથી. એ પરણનારને ધિક્કાર છે, તેથી હજાર ઘણો તે કન્યાનાં માબાપને ધિક્કાર છે, કે જેઓ પોતાની દીકરીને એવા દુઃખમાં જાણી જોઇને નાંખેછે. અને એજ નાત્યમાં ઉતરતા કુળના હોય તેમને રૂ ૧૨૦૦) સૂધી અથવા તેથી વધતા રૂપિઆ આપતાં પણ કન્યા મળતી નથી, તેથી આખી જીંદગી કુંવારી કાઢવી પડેછે. રજપૂતોમાં સૌથી ઊંચું ઊદેપુરના રાણાનું કુળ કહેવાયછે, તેથી ત્યાંના તાલેવંત રજપૂતોની દીકરીઓ પરણે છે. અને કચ્છના જાડેજાઓને પોતાથી ઊંચા કુળમાં કન્યા દેવી મુશ્કેલ હતી, તેથી દીકરીને જન્મતી વખતેજ નિર્દય થઇને મારી નાંખતા હતા. તેનો આપણી દયાળુ સરકારે બંદોબસ્ત કરીને એ કન્યાઓને જીવિતદાન આપ્યું. હવે તે જાડેજાઓ ઘણુંકરીને મારવાડમાં દીકરીઓને પરણાવેછે, તથા રાધનપુરના નવાબ સાહેબના દરબારમાં પણ જાડેજાઓની દીકરી છે. તેનું કારણ એ છે કે એ લોકો મોટી ગાદીને નમેછે. એ રીતે ઘણીવાર રજપૂતો મુસલમાનોને દીકરી આપેછે. હવે વડનગરા નાગરની નાત્યમાં એવો બંદોબસ્ત છે કે એક બાયડી જીવતી હોય ત્યાંસૂધી બીજી પરણાય નહિ. એવો ચાલ સઘળી નાત્યોમાં હોય તો ઘણું સારૂં. કોઇ લક્ષાધિપતિ નાગરને તેની સ્ત્રીએ કહ્યું જે હું વૃદ્ધ થઇછું વાસ્તે તમે બીજી

સ્ત્રી પરણે તો વંશ રહે. એ વાત તેની નાત્યવાળાઓએ કબૂલ કરી નહિ તેથી થઇ શકી નહિ. માળી, કોળી, દરજી વગેરે કેટલીએક નાત્યોમાં એવો ચાલ છે કે, બાઇડીને પોતાના ધણી સાથે બને નહિ ત્યારે ધણીની મરજી હોય તો, પંચ સાંભળતે કહે છે કે મારે એ બાઇડીનો ખપ નથી, એની મરજી આવે ત્યાં જાય. પછી તે બાઇનાં માબાપ તેને બીજા પુરૂષ સાથે સંબંધ કરાવેછે. એકવાર પરણેલી હોય, તેને બ્રાહ્મણ (ગોર) ફરી પરણાવતો નથી, તથા પરણેતરની રીતભાત પણ કરતા નથી; પરંતુ એક દિવસ જમાઈને જમાડીને દીકરીને તેને ઘેર (પંચને સંભળાવીને) મોકલી દેછે. એને ઘામ બેસારી કહેવાયછે, પરણાવી કહેવાતી નથી. સારસ્વત, રાજગોર વગેરે બ્રાહ્મણો કે જેઓને પોતાના જજમાન જે લવાણા, ખત્રી, રજપૂતો સાથે જમવાનો વહેવાર છે, તેવા બ્રાહ્મણોમાં નાતરાં કરવાનો ચાલ છે. કૈડવા કણબીની નાત્યનો એવો શીરસ્તો છે કે, આશરે *વર્ષ બારમે લગ્ન કરવાની વખત આવેછે. વાસ્તે તે વખત ઉપર વર મળે નહિ તો કોઇ પોતાના નાતીલાને કહેછે કે, હું તને આટલા રૂપિઆ આપીશ ને તું મારી દીકરીનો બ્રાંહ્મવર થા. બ્રાંહ્મવર એટલે ફક્ત હાથેવાળો મેળવવો પણ તેને પરણવી નહિ. પછી તે કન્યાને જ્યારે વર મળે ત્યારે તેને આપેછે, અથવા બ્રાંહ્મવર મળે નહિ તો ફૂલના દડા સાથે પરણાવીને તે દડો કૂવામાં નાંખેછે. પછી તે કન્યા રાંડી એમ માનીને જ્યારે વર મળે ત્યારે તેને ઘામ બેસારેછે. તેમજ ભરવાડોની નાત્યમાં પણ કોઈ વર્ષ લગ્નનો દહાડો

---

* સિંહના ગુરૂ થાય ત્યારે.

એકજ નાત્યવાળા મળીને ઠરાવેછે. પછી કોઇ ઠેકાણે ખેતર ૧ વેચાતું લેઇને ત્યાં જઈને સૌ સાથે વિવાહ કરેછે, ત્યારે ગર્ભવાળી બે બાઇડીઓ હોય તો તેઓને પરણાવેછે. પછી તેમનાં બે બાળક થાય, તે સ્ત્રી પુરૂષ કહેવાયછે. કદાપિ બંનેને એકજ જાતનાં બાળક થાય તો બીજે ઠેકાણે પરણાવવાં પડેછે. એ ભરવાડો જે ખેતરમાં વિવાહ કરેછે, તે ખેતરમાં પછી વાવેતર કરવા દેતા નથી, ઢોરોને ચરવા વાસ્તે રાખેછે. એક વેન નામે માળવાનો રાજા આશરે વર્ષ ૧૦૦૦ ઉપર થયો, (પ્રબંધ ચિંતામણિમાં) તેના હાથમાં ઘણા દેશો હતા; તેણે જબરાઇથી નાતરાનો ચાલ તથા પરજાતિની કન્યા પરણવાનો ચાલ સઉ લોકમાં ચલાવ્યો હતો, એમ મનુસ્મૃતિના નવમા અધ્યાયમાં ૬૬ મો શ્લોક છે.

**अयंद्विजैर्हिविद्वद्भि, पशुधर्मोविगर्हितः**
**मनुष्याणामपिप्रोक्तो, वेणेराज्यंप्रशासति॥६६**
**समहीमखिलांभुंजन, राजर्षिप्रवरःपुराः**
**वर्णानांसंकरंचक्रे, कामोपहतचेतसः॥६७**

જેટલી નાત્યો કંઠીબંધ છે, તેઓમાં એવો શિરસ્તો છે કે મરનારનું કાયટું (સપિંડી શ્રાદ્ધ) કરે નહિ, તો નાત્યવાળા તેના ઘરનું પાણી પીતા નથી. વડનગરા નાગરની નાત્યનો એવો શિરસ્તો છે કે મરનારની ક્રિયામાં ફક્ત નાત્યગોરો જમે છે, પણ નાતીલો કોઇ જમતો નથી. અને બીજા બ્રાહ્મણોમાં ક્રિયામાં નાત્યવરો કરવા સારૂ શક્તિ ન હોય તો, ઘરબાર વેચવાં પડેછે, તથા કરજ કરવું પડે-

છે. એ વગરે જૂદી જૂદી નાત્યોના જૂદા જૂદા શિરસ્તા વિસ્તારીને લખું, તો એક એક નાત્યનો એક એક નિબંધ આ ચોપડી જેવડો થાય. વાસ્તે સંક્ષેપથી જે લોકોને વિચારીને વહેમ કાઢી નાંખવા જેવા અને જેથી હરકતો થાયછે, તે વિચારવા જેવા, એવા એવા ચાલ વિસ્તારીને લખ્યા છે.

---

## પ્રકરણ ૩૧ મું.

### ત્રીજા ભાગનો સારાંશ.

આ ત્રીજા ભાગનો સારાંશ એ છે કે, વર્નાક્યુલર સોસાઈ-ટીએ ત્રીજો સવાલ પૂછયો છે કે, એક નાત્યના લોકોનો ચાલ બીજી નાત્યના લોકોના ચાલથી જૂદો પડેછે તે કહો; ને એ જૂદું પ-ડવાનું કારણ શું હશે તે બતાવો. તેના જવાબમાં ત્રીજા ભાગનો સારાંશ એ છે કે, હરેક નાત્યના ચાલ જૂદા જૂદા પરણેતર ક્રિયા, નાત્યવરા વગેરેના છે. અને તે જૂદા પડવાનું કારણ તો એક નાત્ય-માંના ઘણા લોકોની ઈચ્છા પ્રમાણે છે. તે જૂદા જૂદા ચાલ સ-ઘળા લખું તો આ પુસ્તક બહુ વધી જાય, વાસ્તે જેટલા ચાલ વ-હેમ ભરેલા છે, અને હિંદુઓના જૂના ધર્મશાસ્ત્રોમાં એ વાત ન છતાં હિંદુઓ સમજે છે કે આ અમારો ધર્મ છે, અને જેથી માણસોમાં સંપ તૂટીને માંહો માંહે ઈર્ષા ઉપજે છે, એવા એવા જૂદા ચાલ, જે એક બીજાનું પાણી પીવું નહિ, એક બીજાથી અભડાવું, દીકરીઓને નાનપણમાં પરણાવીને દુઃખમાં નાંખવી;

ફલાણાની બાઇડીઓ રેશમી લૂગડાં પહેરીને જમતી નથી વાસ્તે તે ભ્રષ્ટ છે અને રેશમી પહેરે છે તે આચારવાળાં છે, એવા એવા વહેમ ભરેલા ચાલ એક એક નાત્યથી તથા ગામથી જૂદા જૂદા છે, તે આ ત્રીજા ભાગમાં લખ્યા; તે વાંચીને અમારા દેશી લોકોને સાફ સમજાશે કે, આ જૂદા જૂદા ચાલ નાત્યોના બંધાયા છે, એ કાંઈ ધર્મની વાત નથી. એતો માણસોની મરજી પ્રમાણે ચાલ બંધાયા છે, વાસ્તે જે જે ચાલથી હરકત પડેછે, તે ચાલ આપણે ફેરવીને સુધારીએ તો કાંઈ પણ પાપ લાગશે નહિ.

હવે ચોથા ભાગમાં નાત્યો બંધાવાથી ફાયદા તથા ગેરફાયદા થાય છે, તે લખીશ.

इति ज्ञात्याचार भाग ३ जो. समाप्त.



# જ્ઞાતીભાલાભ. ભાગ ૪ થો.

---

## પ્રકરણ ૩૨ મું.

વર્નાક્યુલર સોસાઈટીનો ચોથો સવાલ એ છે કે, નાત્યના કાયદાથી ઘર મેળે તથા જાહેરાંત સર્વે મનુષ્ય પ્રાણી ઉપર શો દોર ચાલે છે? તે વર્ણવો, ને નાત્યથી ફાયદા ને ગેરફાયદા થતા હોય, તે બતાવો. તેના જવાબમાં આ ચોથો ભાગ લખુંછું. નાત્યના કાયદાથી ઘરમેળે સઉનો એવો દોર ચાલેછે કે, જેમ એક મોટો કૂકડો પગે કરીને ધૂળ ખોતરે છે, તેની પછાડી કેટલાંક નાનાં કૂકડાં પોતાનો ચારો કરે છે, તેમજ જે નાત્યમાં કોઈ એક મોટા કામ ઉપર હોય, અથવા શ્રીમંત હોય, તેના નાતીલા કેટલાક તેની પછાડી નભે છે. અને બીજા કોઈનું સારૂં થતું હોય, તે કરતાં જો પોતાના નાતીલાનું સારૂં થતું હોય, તો તેમાં મહેનત લેવાનો દોર નાતીલાનો ઘરમેળે રહેછે. કદાપિ પરનાતીલો કાંઈ સહાયતા માગે, અને નાતીલો પણ તેજ કામની મતલબ સારૂ સહાયતા માગે, ત્યારે જાહેરાંત તો એ બંનેને હા કહેવી પડેછે, પણ ઘરમેળે તો નાતીલાનું સારૂં થાય, તે પહેલું કરવું, એવો દોર રહેછે. હવે જાહેરાંત દોર એવો ચાલે છે કે, કોઈ એક નાત્યમાં મોટો આશામી હોય, અને તેના નાતીલા તો તેની કાંઇ સેવા ચાકરી ઘણી કરતા ના હોય, તોપણ ત્રાંબાકુંડીયો, ગગરા, ચરૂડાં વગેરેનાં નાત્યમાં લાહાણાં કરવાં, તથા નાત્ય જમાડવી, એ

રીતે પોતાની નાત્યમાં ધન ખરચવાનો દોર જાહેરાંત રીતે ચાલે-છે. કેટલીએક નાત્યમાં ઘણો સંપ હોયછે, તે નાત્યમાંના એક સખસને રાજા સંબંધી અથવા બીજાું કાંઇ દુઃખ પડેછે, ત્યારે તેના નાતીલાસર્વે તે ગામમાંથી ઉચાળા ભરવા તૈયાર થાયછે; તથા સહુ મળીને તેની સહાયતા કરેછે. કોઈ અજાણ્યા મુસાફ્-ર લોકો હોય, તેમાં જો કોઈ પોતાનો નાતીલો હોય તો તેની સેવા ચાકરી જરૂર કરેછે. એ વગેરે કેટલાક જાહેરાંત દોર નાત્યના કાયદાથી ચાલેછે. હવે નાત્યોથી ફ્રાયદા થાય છે તે બ-તાવુંછું.

---

## પ્રકરણ ૩૩ મું.

### નાત્યથી ફ્રાયદા બાબત.

કોઈ નવારસી માણુસ, આંધળું, અથવા લૂલું, કે ગરીબ હોય ને દુઃખી થતું હોય, ત્યારે નાતીલા તેની બરદાસ રાખેછે. અને એ ગરીબ માણુસ એમ સમજેછે કે આ નાતીલા છે તેજ મારા સગા વહાલા છે. સુરતમાં એક મુસલમાન ફ્કીરને મેં ખરાબ અ-વસ્થામાં દીઠો; તેને વાસ્તે એક માણસ કોઈ બીજા માણસને પૂ-છતો હતો કે, આ બીચારાની ચાકરી કોણ કરેછે? તેણે કહ્યું કે, એની ચાકરી કોણ કરે, પરમેશ્વર! એને કોઈ સગુ વહાલું છે નહિ. ત્યારે પેલે કહ્યું કે, એના કોઈ નાતીલા હશે કે નહિ? ત્યારે બીજે માણુસે કહ્યું કે આ મુસલમાન લોકો સઘળા એના નાતીલા, તેમાંથી

આની ચાકરી કરવા કોણ આવે? આના જેવા તો આ શહેરમાં ૨૦૦ રખડતા હશે.

સુરતમાં ત્રણ ચાર હિંદુને ઘેર નિત્યે મુસલમાન ફકીરોને તથા બીજા ઘણા ગરીબોને મૂઠી અન્ન આપેછે, તેથી કોઈ ગરીબ અન્ન વગરનું રહેતું નથી. એ ઉપરથી કેટલાક મુસલમાન કહેછે કે, મુસલમાનોએ હિંદુ ઉપર દુશ્મની રાખી, દુઃખ દીધું, તો પણ હિંદુઓ દયાને લીધે ગરીબ મુસલમાનોની બરદાસ્ત કરેછે. ત્યાર પછી એક દહાડે તેજ શહેરમાં મેં જોયું કે, હિમતરામ મયારામ વિસલનગરાને ઘેર, નવારસા ગરીબ લોકોને હરેક માસની બારસને દિવશે શેર શેર દાણા આપેછે, ત્યાં આશરે ૨૦૦ મુસલમાન લોકો નવારસા હતા, અને હિંદુમાંના નાત્યમાંથી નિસરી ગયેલા વૈરાગીયો, દશ બાર નવારસા હતા. તેથી હું જાણુંછું કે જે દેશના લોકો દયાળુ છે, અને એવા ન વારસા માણસોને વાસ્તે સદાવ્રત તથા ધર્મશાળાઓ કરાવેછે, તે દેશમાં નાતની કાંઈ જરૂર નથી. પણ જે દેશમાં એવાં સદાવ્રત વગેરે નથી, ત્યાં તો નાત્યો બંધાઈછે તે ઘણું સારૂં છે, નહિ તો એવા બિચારા ગરીબ માણસોની ખબર કોણ રાખત? ઈરાનમાંથી હિંદુસ્તાનમાં આવેલા પારસી લોકોએ પણ પોતાની એક નાત્ય બાંધી છે, તો તેમાં હાલ સર જમસેદજી જીજીભાઈ મોટા તાલેવંત થયાછે, તેઓએ પોતાની નાત્યના ગરીબોની પરવરશી તથા નાતીલાની નિશાળોને વાસ્તે લખો રૂપિઆ અનામત રાખવા બક્ષીસ આપ્યાછે. એ નાત્યવાળાઓને મોટો ફાયદો થયો. ધોળકામાં શ્રીમાળી બ્રાહ્મણોમાં દશ લાખ રૂપિઆની આશામી હતી,

તેનો વંશ ગયો ત્યારે નાતીલાઓએ તુરત રૂપિઆ ખર્ચી નાંખવાની સલાહ આપી, પણ નાત્યખાતે અનામત રહ્યા હોત તો, તેનું નામ અમર થાત. કદાપિ કોઈ શહેરમાં સારૂં સદાવ્રત હોય તો-પણ ઉમદા માબાપનાં ફરજંદને તે સદાવ્રત લેવા જતાં પ-ણ લાજ લાગે છે, અને નાત્યમાં જમવા જવાથી લાજ લાગતી નથી, ને ગરીબ માણસોની વાત ઉઘાડી પડતી નથી. વળી સારૂં સારૂં જમવાનું મળેછે, તેવું જમવાનું ગરીબ લોકોને સદાવ્રતવાળો કોણ આપત? વળી બીજી વાત એ કે, જેમ એક મોટા લશ્કરમાં જૂદી જૂદી પલટણો હોયછે, અને તે એક એક પલટણનો ઊપરી એક જમાદાર હોયછે, અથવા તે પલટણવાળાના પોશાક જૂદા જૂદા હોયછે, તેથી કેટલાક ફાયદા થાયછે, તથા ઓળખ્યામાં આવેછે કે, આ ફલાણી પલટણનો સિપાઇ છે. તેમજ જૂદી જૂદી નાત્યો છે, તો તેથી માણસ તુરત ઓળખાયછે, કે આ ફલાણી નાત્યનું માણસ છે. કદાપિ કોઈ કહેશે કે, એક શહેરમાં જૂદી જૂદી પોળો છે, તેથી પોળના નામથી માણસ ઓળખાત, જૂદી નાત્યોની શી જરૂર છે? તો હું કહુછું કે જૂદી જૂદી પોળના નામથી એક શહેરમાંથી તો માણસ ઓળખાય ખરૂં, પણ તે શહેરનું માણસ કોઇ બીજા શ-હેરમાં ગયું, ત્યારે તે ત્યાં શીરીતે ઓળખાય? વાસ્તે નાત્યો જૂદી છે, તેથી જે દેશમાં પોતાની નાત્ય હોય, ત્યાંસૂધી જવામાં માણસને ઘણી સહાયતા મળેછે; અને હિંદુસ્તાનના મુસલમાનો પણ વિલા-યતમાં ઘણા જતા નથી, તેનું કારણ એજ છે કે, ત્યાં પોતાના નાતીલા કોઈ નથી, તેથી ત્યાં સહાયતા કોણ કરે? બીજું એ કે, અમદા-

વાદ વગેરેના ઢેડિયાઓમાં જેને ઘણાં પાયખાનાઓનું કામ કરવું પડેછે, તે એની નાત્યમાં મોટો ગરાશીયો કહેવાયછે, ને તે બાપદાદાના ઊદ્યમમાં આનંદ પામેછે. પણ જો ઢેડની નાત્ય ના બંધાઈ હોય તો, એવું કામ ગરીબ અવસ્થામાં આવેલા ખાનદાનના ફરજંદોએ કરવું પડે, ત્યારે તેના દીલમાં ઘણું માઠું લાગે, ને તેને કોઈ પોતાની દીકરી પરણાવે નહિ. અને સુતાર, લુવાર, સોની વગેરે કારીગરોની જૂદી નાત્યો બાંધનારાઓએ મોટો ફાયદો એ ધાર્યો હશેકે બાળક નાનપણથી નિશ્ચય કરે કે, મારે આ કિસબ શીખવો પડશે, તો તે કિસબ તેને સારો આવડે, ને વળી કોઇ પાસે શીખવા જવું પડે નહિ. એ રીતે હરેક નાત્યો બાંધનારાઓએ તો સારા વિચારથી બાંધી હશે. પણ હાલમાં થોડી અકલના માણસો બાપદાદાના કિસબમાંથી પેટ ભરી શકતા નથી, તો પણ બીજો ધંધો તેઓને સૂજતો નથી, એથી ખરાબ થાયછે.

---

## પ્રકરણ ૩૪ મું.

### નાત્યોથી ગેરફાયદા.

નાત્યોથી ગેરફાયદા એ છે કે, વટલાવા વગેરેના કાયદા ઘણા વહેમ ભરેલા ને સખ્ત બંધાયા છે, તેથી પરદેશ જવામાં ઘણી હરકતો થાયછે, તથા પોતાની નાત્યમાંથી કન્યા મળે નહિ ત્યારે પોતાનો તથા પોતાના બાપનો વંશ ઉચ્છેદન થાય છે, તથા વ્યભિચાર વધેછે. નાત્યોના હાલના કાયદાથી હિંદુધર્મને પણ ઘણું નુક-

શાન લાગેછે, કેમકે હિંદુશાસ્ત્રમાં લખ્યુંછે કે.

**गारुडे ॥ अपुत्रस्य गतिर्नास्ति ॥ स्वर्गनैवचनैवच ॥ येनकेनाप्यु पायेन ॥ पुत्रस्य जननंकुरु ॥ १ ॥**

દીકરા વિનાનું માણસ મરી જાય તેનો મોક્ષ થાય નહિ, ને સ્વર્ગને પણ ન પામે તે નજ પામે. વાસ્તે જે તે ઉપાયથી પણ પુત્રની ઉત્પત્તિ કરવી.

હવે એ લખવાની મતલબ તો એવી છે કે, પોતાના વર્ણની કન્યા મળે નહિ, તો બીજા વર્ણની કન્યા લાવીને પણ, પુત્રની ઉત્પત્તિ કરવી. કદાપિ એક સ્ત્રી મરીજાય તો બીજી સ્ત્રી પરણીને પણ પુત્રની ઉત્પત્તિ કરવી. તેમજ પોતાનો ધણી મરીજાય તો દિયર વગેરે કુંવારો હોય, તેને પરણીને સ્ત્રીયે પણ પુત્રની ઉત્પત્તિ કરવી. એજ રીતે જૂના હિંદુશાસ્ત્રમાં લખેલુંછે. અને આજ તો કાયદો એવો છે કે એક નાત્યમાંથી કન્યા મળે નહિ, તો બીજી પોતાના વર્ણની નાત્યમાંથી પણ કન્યા લેવાય નહિ, ત્યારે એ બીચારો પુત્રની ઉત્પત્તિ શા ઉપાયે કરે? વળી હિંદુશાસ્ત્રમાં મનુસ્મૃતિમાં લખ્યુંછે કે ભંગીયો, સુવર, કૂકડો, કૂતરૂં, રજસ્વલા તથા નપુંશક તેઓ દેખે એમ જમવા બેસવું નહિ.

**मनुः ॥ चांडालश्च वराहश्चकुकुटःश्वातथैवच ॥ रजस्वलाचपंढश्चनेक्षरन्नश्नतोद्विजान् ॥ १ ॥**

આ વખતમાં નજરે દેખવાની તો શી વાત, પણ કૂતરાં પંગતિમાં ફરેછે! તથા મહા અપવિત્ર જગ્યામાં નાત્યો જમવા બેસેછે,

ત્યારે મુત્રાદિક હોય ત્યાં લાહુનું તથા દાળ વગેરેનું વાસણ પીરસતી વખતે મૂકવામાં આવેછે, તેમાંનું અન્ન ખાવું પડેછે.

મરનારની ક્રિયા ઉપર કરજ કરવું પડેછે, ત્યારે હિંદુશાસ્ત્રમાં લખ્યુંછે જે કરજદાર સદા સૂતકી (અપવિત્ર) છે, માટે કરજ કરવું નહિ.

दक्षः ॥ व्याधितस्यकदर्य्यस्य ऋणग्रस्तस्य सर्वदा ॥
व्यसनासक्तचित्तस्य भस्मांतं सूतकं भवेत् ॥ १ ॥

હવે એવા સૂતકીની જોડે જમવા બેસવાથી પ્રાયશ્ચિત્ત કરવું પડે, એમ શાસ્ત્રમાં લખ્યુંછે. વળી ધર્મશાસ્ત્રમાં લખ્યુંછે કે, પતિતનો સંસર્ગ કરવાથી પતિત થાયછે.

मनुः ॥ ब्रह्महत्यासुरापानंस्तेयंगुर्वंगनागमःमहांतिपातकान्याहुःसंसर्गश्चापितैः सह ॥ ५४ ॥
कौटसाक्ष्यंसुरापानसमं ॥ इतिमिताक्षरा.

પણ શું કરીએ? પોતાનો નાતીલો, જૂઠી સાહેદી પૂરનાર હોય, જોરાઈએ લાંચ લેનારો, વ્યસની, વ્યભિચારી હોય, તો પણ જમવા જમાડવાનો, તથા કન્યા લેવા દેવાનો સંસર્ગ તેની સાથેજ કરવો પડેછે. ને બીજી નાત્યમાં પવિત્ર હોય, તો પણ હાલના નાત્યના કાયદાથી તે સાથે વહેવાર થતો નથી. પોતાની નાત્યમાં શૂદ્ર જેવો હોય (વિદ્યારહિત) તોપણ ધર્મશાસ્ત્રો ઉપર પગ મૂકીને પોતાનો સગો કરવો પડેછે. એમ નાત્યો બંધાયાથી વર્ણાવર્ણનો

ભેદ રહ્યો નથી. બ્રહ્મ કર્મ, ક્ષાત્ર કર્મ, વૈશ્ય કર્મ, તથા શૂદ્રકર્મ વાળા સૌ સરખા થયા. જો નાત્યો જૂદી ના હોય, તો ઘણુંકરીને પોતાના વર્ણના સાથેજ વહેવાર સૌ કરત. પણ શૂદ્રજેવા મેલાની જોડે કોઇ જમવા બેસત નહિ. એક સમે મારા પિતાના અગ્નિ ગત થયા હતા, તેનું મંથન કરવામાં પરનાતીનો બ્રાહ્મણ કોઇ કામમાં લેવાતો નહિ, ને નાત્યવાળા સૌ પરગામ ગયા હતા, વાસ્તે મારા પિતાને ઉપવાસ બે થયા હતા. ને વિદ્વાન સાગ્નિક ઔદિચ્ય બ્રાહ્મણો ગામમાં હતા, પણ જ્યારે ખેડુ જેવા પણ અમારા નાતીલા શ્રીમાળી બ્રાહ્મણો આવી પહોંચ્યા, ત્યારે અગ્નિમંથન થયું, ને પારણાં કીધાં. "એજ રીતે મડદું ઉપાડવામાં પણ નાગર તથા શ્રીમાળી બ્રાહ્મણોમાં પરનાતીલો કામમાં આવતો નથી, તેથી કોઇ ગામમાં એકજ ઘર હોય, તેને ઘણી અડચણ પડેછે." આ રીતિ શ્રૌત સ્માર્તના કોઇ ગ્રંથમાં લખેલી નથી, પણ મનના વહેમથી એટલું દુઃખ પામ્યા. જેટલા સાગ્નિક બ્રાહ્મણો થાયછે, તેઓ પોતાની પણ નાત્યમાં જમવા જતા નથી, તેની મતલબ એ છે કે, નાત્યમાં શૂદ્ર જેવા હોય, તેમની જોડે બેશીને જમવું પડે, તથા પવિત્રતા રહે નહિ, એટલે ખરાબ જગો વગેરેમાં જમવા બેસવું પડે. એવું કેટલુંએક નુકશાન નાત્યો બાંધવાથી, હિંદુ ધર્મને લાગેછે. પૂર્વ દેશમાં નાત્યનો કાયદો એવો બંધાયોછે કે પોતાના નાતીલાના હાથની રસોઈ પણ જમવી નહિ. તેથી એ પ્રાંતના લોકો ઘણા ગરીબ થઇ ગયા. પછી સરકારની નોકરીમાં ભળ્યા, ત્યારે લશ્કરમાં ઘણી અડચણ થવા લાગી, અને એ વહેમ છોડી દીધો, ત્યારે સુખ થયું. તેમજ કેટલાએક નાગર બ્રાહ્મણો

પરવનું પાણી પીતા નહિ, તે હાલમાં અદાલત વગેરે પાસે પરવ હોયછે, ત્યાં એકજ માટલામાંથી જૂદા જૂદા લોટામાં પાણી, એકજ બ્રાહ્મણ હરેક નાત્યવાળાને આપેછે, તે સૌ પીએછે. એ રીતે ૧૦ વર્ષ પહેલાં પીતા નહિ. તેમજ કેટલાક ચાકરીયાત બ્રાહ્મણો, કોરટ-માંથી ઘેર આવીને એક કોટડીમાં ગલૂડાં ઉતારીને નાહીને ઘરમાં પેસતા હતા, તેથી ઘણી અડચણ થતી હતી. તથા વહાણમાં બે-સનાર પ્રાયશ્ચિત કરે નહિ, તો નાત્યવાળા તેને શિક્ષા કરતા હતા. એવી એવી કેટલીક બાબતો વહેમ ભરેલીછે, તે નાત્યના કાયદાથી ઘણી અડચણો પડેછે, એજ ગેરફાયદા નાત્યો બંધાયાથી છે. અસ-લના હિંદુશાસ્ત્ર પ્રમાણે જો નાત્યોના કાયદા હોય, તો કાંઈ ગેરફા-યદો થાય નહિ. હિંદુશાસ્ત્રમાં ઘણે ઠેકાણે લખ્યુંછે કે, દેશ, કાળ, અવસ્થા, શક્તિ, વગેરે વિચારીને આચાર પાળવો.

देशंकालंतथापात्रंद्रव्यद्रव्यप्रयोजनं॥
उपपत्तिमवस्थांचज्ञात्वाशौचंसमाचरेत्॥इतियमः॥

જે વખતે સોરઠ વગેરે દેશોમાં જવાથી હરકત હશે, ત્યારે ત્યાં જવાની મના કરેલી, પણ આ વખતે કાંઈ હરકત જેવું નથી.

सिंधुसौविरसौराष्ट्रांतथाप्रसंतवासिनः॥
अंगव्यंगकलिंगांध्रांषणत्वासंस्कारमर्हतीतिदेवलः

ત્યારે જેવો સમો હશે, તેને મળતી એક રૂષિએ સ્મૃતિ બનાવી, તે સ્મૃતિ પ્રમાણે ચાલવાની વખત પરી ગઈ હશે, ત્યારે બી-જાએ બીજી સ્મૃતિ બનાવી. એ રીતે સમા સમાને લીધે ૧૮

સ્મૃતિયો છે. આશરે ૪૦ સૂધી છે તેમાં એક બીજાથી ઉલટી વાતો જોઇને, ભાગવત પુરાણમાં લખ્યું છે કે—

**श्रुतिर्विभिन्नास्मृतयोऽपिभिन्नानैकोमुनिर्यस्यवचः प्रमाणं॥धर्मस्यतत्त्वंनिहितंगुहायांमहाजनोयेनगतः सपंथा ॥१॥**

શ્રુતિ ઘણા જૂદા જૂદા મતની, સ્મૃતિયો પણ જૂદા જૂદા મતની છે. એકજ મુની નથી થયો, જે તેનું વચન કબૂલ કરીએ. ને ધર્મનું દૈવત તો ગુફામાં રહ્યું, વાસ્તે મોટા લોકો જે રસ્તે ચાલે, તે ધર્મનો માર્ગ જાણવો. આ રીતે હિંદુશાસ્ત્રમાં લખ્યું છે, ત્યારે અસલના મોટા લોકો, વખત વિચારીને કાયદા ફેરવી ફેરવીને ચાલતા હતા. હાલમાં પણ મોટા લોકો સમો વિચારીને કાયદા ફેરવીને ચાલે નહિ, ત્યારે તેની પછવાડે ચાલીને ગરીબ લોકો દુઃખમાં પડે, તેનું પાપ મોટા લોકોને લાગેછે. વાસ્તે તેઓએ વિચાર કરવો જોઇયે; અને હાલમાં વહેમ ભરેલા નાત્યોના કાયદા ચાલે છે, તે ફેરવીને સુધારવા જોઈયે, તો પછી જૂદી જૂદી નાત્યોથી ગેરફાયદો કાંઈ થાય નહિ. કોઇ તલાટી અગર મેહેતો હોય છે, તેની ચાકરીમાં પોતાની નાત્યનો બ્રાહ્મણ મળતો નથી, ત્યારે બીજી નાત્યના બ્રાહ્મણને ચાકરીમાં રાખેછે. પણ તેના હાથની રસોઈ જમાતી નથી, વાસ્તે તે ચાકરના સારૂ પણ રસોઈ પોતાને કરવી પડેછે. અને સરકારના કામમાં પણ ઘણી અ-

ડચણ થાયછે. કોઇ વખતે પોતાને હાથે રસોઈ કરવાની ફુરસદ મ-
ળે નહિ ત્યારે ભુખ્યાં સૂઇ રહેવું પડેછે: કોઈ વખતે એક કણબી
વગેરે નાત્યવાળો રજપૂતને કહેછે કે, હું તારાથી વટલાઉં, ત્યારે ર-
જપૂત કહેછે કે, હું તારાથી વટલાઉં; ત્યારે એ બાબતની પણ
લડાઇ થાયછે.

---

## પ્રકરણ ૩૫ મું.

## ગામ નંદરબારના શ્રીમાળીને નાત્યથી હરકત થઇ તેનો દાખલો.

શ્રીમાળી બ્રાહ્મણનાં ઘર સુરતમાં ૭૫, શુકલતિર્થમાં ૮૦,
બરકાલમાં ૪૫, નંદરબારમાં ૩૦, અને બુરાનપુરમાં ૩૦, છે.
એટલા સઘળામાં નંદરબારમાં નાગેશ્વર ઓઝા અગ્નીહોત્રિ મોટા
શ્રીમંત છે. તેણે કેટલીકવાર એ પાંચ ગામના શ્રીમાળીઓને પો-
તાને ઘેર સારા કારજમાં તેડાવીને, જમાડીને, દક્ષણાઓ આપી.
આશરે વર્ષ ૬ ઉપર છોકરાને જનોઈ દીધું, ત્યારે રૂ૫)ની કીમત-
ની ત્રાંબાની ગાગરનું લાણું, એ પાંચ ગામના બ્રાહ્મણોને તેડાવી-
ને, તેમાં કર્યું. તે શિવાય આવતા જતાનું વાટખર્ચ પણ તેઓને
આપ્યું. તે પહેલાં સિમંત ઉપર પણ તેડાવીને રૂ૨) દરેકને દક્ષણા
આપી હતી. સંવત ૧૯૦૬ ના માહા મહિનામાં પણ એજ રીતે
દરેક જણને રૂ૫) આપ્યા હતા. નાતીલાની ઘણી ચાકરી કરે છે.
તેના બરાબર નાત્યવરા કરવાની શક્તિ નહિ, તેથી સામોવડીઆ-

ઓને ઈર્ષા થઈ. પછી તે ઓઝાનો છોકરો ઉમ્મર વર્ષ ૧૨ નો, તે વર્ષ ૩ ઉપર તળાવમાં નહાવા ગયો, ત્યાં કોઈ વાણિયાનું નાનું પાડું હતું, તેને લેઈને નહાવા પડયો, તે પાણીમાં રમત કરતાં પાડું મરી ગયું. એ પાડાની હત્યાનો દોષ તેને માથે મૂકીને નાત્યવાળા- ઓએ તેનું ઘર નાત્ય બહાર મૂક્યું. (હવે પાડુ મારવાનું †પ્રાયશ્ચિત **याज्ञवल्क्यस्मृति**માં જોઈએ તો એક વાછડાનું દાન કરવું એટ- લુંજ છે, પણ કૂર સાક્ષિ પૂરનારના જેટલું પ્રાયશ્ચિત કહ્યું નથી.) કરવું જોઇયે તેથી ઘણું પ્રાયશ્ચિત વિદ્વાનોને બોલાવીને કીધું, તો- પણ સામોવડીઆઓએ કહ્યું કે સ્વજ્ઞાતિવાળા પ્રાયશ્ચિત કરાવે, ત્યારેજ શુદ્ધ થાય, માટે ફરીથી પ્રાયશ્ચિત કરે. હવે જુઓ કે પોતાના નાતિલા સાથે અનુચિત મન હોય તો, સાપિંડી શ્રાધ પણ પરનાતી- લા પાસે કરાવેછે. પણ ઇર્ષાને લીધે હરેક વાતે દુઃખ દેવા સારૂ સામો- વડીઆ ખરાબ કરવાનો ઉપાય કરેછે; ને વળી એમ બોલેછે કે નાગેશ્વર ઓઝાની જોડે બેશીને જે કોઈ શ્રીમાળી જમશે તેની સાથે અમે વહેવાર રાખીશું નહિ. તેટલા માટે શુકલતિર્થમાં તડ એ થયાં છે. સુરતની નાત્ય ભાગવા સારૂ એ લોકોએ ઘણી મહે- નત કરી, પણ સુરતવાળાએ સમજીને કહ્યું કે તમારો ટંટો અમારા ગામમાં ઘાલવો નથી, વાસ્તે જમશે તે માથા ઉપર છે, ને નહિ જમે તે ચાલ્યા જશે. બરકાલવાળાએ કહ્યું કે, તમને કોઈને

---

†**अक्रव्यादेतु वात्सिकाम (क्रष्य)** કાચું માંસ ન ખાના- ર જાનવરને મારવાથી વાછડી ૧ નું દાન.

જમાડીશું નહિ. તમારા ગામનું સમાધાન કરીને આવો. હવે આવું થવાથી નાગેશ્વર ઓઝાના દીલમાં ઘણો પસ્તાવો થતો હશે કે, આ નાત્યના વાડા બાંધ્યા છે તે ઘણું ખોટું કામ છે. પણ શું કરે! કાંઈ ઉપાય ન મળે, તેથી લાચાર. ઘરમાં ઘણું ધન છે, તોપણ નાત્યની હરકતથી મહા સંકટમાં પડયા છે. ને હજારો રૂપિઆ નાત્યમાં વાવર્યા, તેની કાંઈ શરમ નાત્યવાળાઓને આવતી નથી.

જ્યારે નાત્યવાળા કોઈનું ઘર નાત્ય બહાર મૂકે છે, ત્યારે તેનાં બાઈડી છોકરાં હમેશાં મોટી ઉદાશીમાં રહેછે, ને નાત્ય બહાર રહેવું, તે માન ખાતાગ રહેવા જેવું લાગે છે. સુરતમાં દુરગારામ મેહેતાજીએ એક સમે પોતાની નાત્યથી દૂર રહેવાનો વિચાર કર્યો હતો. પણ પછી હિંમત ચાલી નહિ, કેમકે બીજી જાત્યના હિંદુઓ, પણ તેની સોબત કરે નહિ. જ્યારે કોઈ પુરૂષ અથવા સ્ત્રી, ઊંચી જાતની નાત્યનો કાયદો તોડીને નાતરૂં કરે અથવા વટલાયછે, ત્યારે તેઓ પોતાનો દેશ છોડીને પરદેશમાં છાની રીતે જઈને રહેછે, પણ ઘણુંકરીને પોતાના દેશમાં રહી શકતાં નથી. આગળની વખતમાં તો એવા માણસને પોતાનાં સગાં વહાલાં માર મારીને મારી નાંખે એવી બીક રહેતી હતી. હવે ઇંગ્રેજ સરકારનું રાજ્ય થયાથી એવી બીક તો મટી છે, પણ તે વિના તેને બીજી હરકતો ઘણી થાયછે, તેથી એવા માણસો પછી બહુ પસ્તાય છે.

---

## પ્રકરણ ૩૬ મું.

### ગુરૂ શિષ્યનો સંવાદ.

હવે આજના અજ્ઞાની લોકો હિંદુધર્મ કેવી રીતે સમજેછે, ને હિંદુશાસ્ત્રમાં કેવી રીતે લખ્યોછે. તેની સફાઈ ગુરૂ શિષ્યના સંવાદથી લખું છું, શિષ્ય પૂછેછે.–

**શિષ્ય.**—હે ગુરૂજી, હિંદુનું ધર્મશાસ્ત્ર તે શું હશે? તેનું નામ મને કહો?

**ગુરૂ.**—અરે, તારી ઉમ્મર ૪૦ વર્ષની થઇ, તોપણ હજી તને ખબર નથી, ત્યારે તું હિંદુધર્મ શેને સમજેછે?

**શિષ્ય.**—મહારાજ, સહુ હિંદુઓની દેખા દેખીથી હું જાણુંછું, જે ફલાણી નાત્યનો માણસ ફલાણી નાત્યવાળાનું પાણી પીએ, અથવા તેના ઘરનું જમે, તો તે વટલાયછે. કોઇ વખતે મારે પરદેશમાં જવું પડેછે, ત્યારે હું મારા નાતીલાને પૂછું છું કે, ફલાણી નાત્યવાળાનું પાણી આપણાથી પીવાય કે નહિ? પછી તેના કહ્યાથી વાકેફ થાઉંછું. પણ તે વાત કીયા પુસ્તકમાં, કે શીરીતે લખી હશે, તે હું જાણતો નથી.

**ગુરૂ.**—ત્યારે કદાપિ જાણે કે અજાણે ન ખપતું હોય, તેનું પાણી પીધું, અથવા ખાધું, તો પછી પવિત્ર થવાનો તું શો ઉપાય કરેછે?

**શિષ્ય.**—ઉપાય શો કરે? એ વાત લોકોથી છાની રાખવી પડેછે. જો નાતીલા જાણે તો કાંઈ ડંડ લેઈને નાત્યમાં દાખલ કરે,

પણ જો સગા વાહાલાના જથાવાળા હોઈએ તો ઝાઝી ફિ-કર નહિ.

ગુરૂ.—પછી તારા મનમાં એ બાબતની દિલગીરી રહેછે?

શિષ્ય—મનમાં તો ઘણી ઉદાશી રહેછે, જે હું હિંદુધર્મમાંથી પડયો, પરમેશ્વરનો ગુન્હેગાર થયો, પણ પછી શું કરવું!

ગુરૂ—હું તારા મનની દિલગીરી મટાડવાનો ઉપાય બતાવું; હિંદુ-નાં ધર્મશાસ્ત્ર જે સ્મૃતિયો તેમાં લખ્યો છે તે.

શિષ્ય—અહો મહારાજ, એ તો ઘણી સારી વાત, મને કહો ?

ગુરૂ—વારૂ એક પંગતીમાં સો પચાસ બ્રાહ્મણો ઊભા હોય, ને તે સર્વેના હાથમાં સોટીઓ હોય, તેણે કરીને એક એકને અડકેલા હોય, તેમાંથી એક જણને ઢેડિઓ અડકે, તો તેઓ-માંથી કેટલા જણ અભડાય? તે વિષે તું શું સમજ્યો છું?

શિષ્ય—એ સર્વે અભડાય, માટે સહુએ લૂગડાં બોળીને નહાવાનો શિરસ્તો છે.

ગુરૂ—સાંભળ્ય, એવો શિરસ્તો કોઈ હિંદુશાસ્ત્રમાં લખ્યો નથી. પણ લખ્યું છે, જે ભાસ નામે જનાવર, કાગડો, બિલાડું, ગધેડું, ઊંટ, કૂતરૂ, ભૂંડ, સુતકી, ચાંડાળ, ધોબી, પતિત, તથા રજસ્વાલા, તેઓનો સ્પર્શ થાય તો વસ્ત્ર સહિત સ્ના-ન કરવું. તે એક બીજાને અડનાર જણ ૩ સૂધી નહાવું. પણ ઘાસ, લાકડાં, વગેરેથી અડકે, તો એકેજ નાહાવું, બીજાએ આચમન કરવું.

શિષ્ય—નાનાં તથા મોટાં સઘળાં પાપનું નિવારણ હિંદુશાસ્ત્રમાં હશે?

**ગુરૂ**—જાણીને અથવા અજાણપણાથી સુરાપાન વગેરે પંચ મહા પાપ તથા ગોહત્યા વગેરે નાનાં પાપ ( **उपपातक** ) એક બે વાર કરે તો, તેનું નિવારણ છે. તે મહાપાપ વર્ષ ૧૨ સૂધી મહેનત કરતાં છૂટે; ને ઉપપાતક વર્ષ ૩ સૂધીમાં છૂટે ખરૂં, એમ શાસ્ત્રોમાં લખ્યું છે. પણ તું મોટું પાપ શેને સમજે છે તે કહે?

**શિષ્ય**—કોઈ બ્રાહ્મણ વાણિયાનું એઠું ખાય, તેનું પાપ ૧૨ વર્ષની મહેનતે છૂટતું હશે એમ હું જાણુંછું.

**ગુરૂ**—ત્યારે કોઈ બ્રાહ્મણ ભંગિયાનું એઠું અન્ન ખાય તો એ પાપ કેવું હશે?

**શિષ્ય**—થુ, થુ, થુ, એતો આખી ઊમ્મર મહેનત કરે તોપણ પવિત્ર થાય નહિ.

**ગુરૂ**—અંગીરા રૂષિનાં વચન એ વિષે સ્મૃતિમાં લખ્યાં છે કે, એવા પાપથી એક મહિનાની મહેનતે બ્રાહ્મણ છૂટે, ને ક્ષત્રી સાત દિવસે છૂટે, વૈશ્ય ૬ દાહાડાની મહેનતે છૂટે, ને શૂદ્ર ૩ દાહાડે છૂટે.

**चांडाल पतितादिना मुच्छिष्टान्नस्यभक्षणे॥**
**†चांद्रायणं चरेद्विप्रः क्षत्रः सांतपनंचरेत्॥**

---

†પુનમને દિન ૧૬ ગ્રાસ જમવા. પછી જેમ ચંદ્રની કળા ઘટે તેમ દરરોજ એક એક ગ્રાસ ઓછું જમવું. અમાસે ઉપવાસ કરીને પછી ચંદ્રકળા વધે તેમ પુનમ સૂધી દરરોજ એક ગ્રાસ વધતો જમીએ, તે ચાંદ્રાયણ વ્રત કહેવાય. સાંતપમ પૃષ્ટ ૧૪૮ મેછે.

षड्रात्रंच त्रिरात्रंच वर्णयोरनुं पूर्वशः इत्यंगिरा॥

ચ.—મહારાજ, જ્યારે ભંગીયાનું એંઠું ખાનારને એ રીતે પ્રાયશ્ચિત કર્યાથી પંગતીમાં લેવા, એમ ધર્મશાસ્ત્રમાં લખ્યું છે, ત્યારે કદાપિ આપદકાળે શૂદ્રને ઘેર કોઈ બ્રાહ્મણ જમે તેનું કેટલું પ્રાયશ્ચિત કરવું પડે?

દ.—એ વિશે પરાશર રૂષિએ કહ્યું છે કે, સોવાર પ્રભુની પ્રાર્થના કરવી, ને દીલમાં પસ્તાવો કરવો એટલે શુદ્ધ થાય.

आपत्कालेतु विप्रेण भुक्तं शुद्रग्रहेयदि।
मनस्तापेनशुध्येतद्रुपदानांशतंजपेत्॥इतिपराशरोक्तं.

શિષ્ય.—ત્યારે જે પાપ કરનારને વર્ષ ૧૨ સૂધી પંગતી બાહાર રાખવો પડે, ને તેથી છૂટવાની મહેનત વર્ષ ૧૨ સૂધી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કરે, ત્યાર પછી પંગતીમાં લેવાય, એવાં મોટાં પાપ તે શાં હશે તે કહો?

ગુરૂ—બ્રહ્મહત્યા કરનાર, સુરાપીનાર, કાંઈ ચોરનાર, તથા ગુરૂની સ્ત્રી, ભાઈબંધની સ્ત્રી, કુંવારી, ઢેયડી, સ્વગોત્રી કન્યા, દિકરાની વહુ, ફોઈ, માશી, મામી, ધાવ્ય, રાણી, એવી કોઈ સ્ત્રીનો સંભોગ કરનાર, જૂઠી સાહેદી પૂરનાર, એમાંનું પાપ કરનારો મહાપાપી કહેવાય. તેથી છૂટવાનો ઉપાય ૧૨ વર્ષ સૂધીમાં થઈ શકે છે, ત્યાંસૂધી તેને પંગતી બાહાર રાખવો જોઈએ.

શિષ્ય—ત્યારે ન ખપતી વસ્તુ ખાનારને પંગતીમાં લેવાય છે?

ગુરૂ—નખપતી વસ્તુ એટલે શું?
શિષ્ય.—નખપતી તે ભૂંડી જણસ.
ગુરૂ—ભૂંડી જણસ તે શી?
શિષ્ય.—આપણાથી નામ લેવાય નહિ તે.
ગુરૂ.—આ ખડીના કકડાથી તેનું નામ લખ્ય.
શિષ્ય.—(મ્હોડું બીગાડીને લખે છે.) બકરાંનું માંસ.
ગુરૂ.—મિતાક્ષરામાં લખ્યું છે કે, એવી વસ્તુ જાણીને ખાય, ત્રણ ઉપવાસ કરવા, ને અજાણે ખાય તો એક ઉપવાસ કઃ એટલે પંગતીમાં લેવો.

अजावीमहिषमृगाणामाम्मांसभक्षणे
बुद्धिपूर्वत्रीरात्रं, अज्ञानादुपवासः ॥ १ ॥

શિષ્ય—ગાયનું માંસ ખાનારને પંગતીમાં લેવાય ખરો?
ગુરૂ—મિતાક્ષરામાં લખ્યું છે કે, મહા સાંતપન વ્રત કરેથી એ પવિત્ર થાય, ને પંગતીમાં લેવાય.

नरमासंश्वमांसंवा, गोमांसंचास्वमेववा.
भुक्तापंचनखानांच १महासांतपनंचरेत् ॥ १ ॥

શિષ્ય—આપણે બ્રાહ્મણો કોના ઘરનું પાણી પીવાથી વટલાઇએ?

---

१ पिठेदेकदिनंमिश्रपंचगव्यंकुशणेढकं॥उपवसेदेकदिन व्रतंसांतपनंदितत् ॥१॥ प्रथकसांतपनंद्व्यंःषद्दिनानी क्षिपेतपुमान्॥उपवसेदंकटिनमंहासांनपनंत्विदं॥इतिकेचित

તે વિશે જે ધર્મશાસ્ત્રમાં લખ્યું હોય, તે મને કહો, ને પછી
શિ તે પાપ કેમ મટે ?

ગુ—મિતાક્ષરામાં લખ્યું છે કે મુસલમાન વગેરેનું જાણીને પાણી પીવાથી એક ઉપવાસ કરવો. ને અજાણે પીવાય તો એક દિવસ સાંજ સૂધી ભૂખ્યા રેહેવું.

म्लेछादीनांजलं,तत्तोयंथःपिवेद्विमःकामतोकामतो
पिया॥अकामान्नक्तभोजीस्यादहोरात्रंतुकामतः ॥१॥

શેષ્ય—ક્ષત્રીના ઘરનું અથવા વૈશ્યના ઘરનું પાણી બ્રાહ્મણ પીએ, તેને શું પ્રાયશ્ચિત કરવું પડે ?

ગુરૂ—એવું પ્રશ્ન આપણા દેશનું કલ્યાણ ચાહાનારા મેહેરબાન એ. કે. ફારબસ સાહેબે, નામીચા શાસ્ત્રીબાવાને પૂછ્યું હતું, તેનો ઉત્તર એજ મળ્યો, જે શૂદ્રનું જળ પીવું નહિ. પણ ક્ષત્રી તથા વૈશ્યના ઘરનું પાણી પીવાથી બ્રાહ્મણ વટલાય એવું તો હિંદુના ધર્મશાસ્ત્રોમાં કાંઈ મારા જોવામાં તથ સાંભળવામાં આવ્યું નથી.

શેષ્ય—પણ આ વખતમાં ક્ષત્રી તથા વૈશ્ય કોઇ નથી, કેમકે તેઓએ પોતાના કર્મનો ત્યાગ કરયો છે, માટે તેઓને શૂદ્ર કહેવા જોઇએ.

ગુરૂ—અહો કર્મ ઉપરથી જ્યારે તું વર્ણપણું માનીશ, ત્યારે તો ગાયત્રીનો ત્યાગ કરનારા, સંધ્યા, (પ્રભુની પ્રાર્થના) ન કરનારા, વ્યસની, ચોર, એવા શૂદ્રકર્મ કરનારા જે પોતાના નાતીલા

તેનું પાણી પીવાથી વટલાય, એ તો શાસ્ત્રનું અસલ મત છે, એવું જ્ઞાન લોકોમાં આવે ત્યારે તો ઘણું સારૂં.

**શિષ્ય**—આ વાત તમે મને સમજાવી, પણ એ રીતે જો હું કરૂં તો નાત્યવાળા મને નાત્ય બહાર મૂકે.

**ગુરૂ**—ભાઇ, હું પણ નાત્યના શિરસ્તા પ્રમાણે ચાલું છું, પણ મનનો વહેમ કાઢવા સારૂ, ને પરમેશ્વરે એવા ઠરાવ કાંઇ કર્યા નથી, તે જાણવા સારૂ, આ વાત મેં તને કહીછે, તે મનમાં સમજી રાખવી, ને સમજુ મિત્રની પાસે કહેવી, અજ્ઞાની સાથે વાદ વદવો નહિ.

**શિષ્ય**.—વેદમાં હિંદુ ધર્મ કેવી રીતે લખ્યો હશે?

**ગુરૂ**—સાચું કહું તો વેદના મંત્રોનો અર્થ મેં કોઈ દિવસ સાંભળ્યો નથી, કેમકે વેદનો અર્થ શીખવાનો ચાલ આ દેશમાં નથી.

**શિષ્ય**.—વેદનો અર્થ શીખવાનું બંધ થવાનું કારણ શું હશે?

**ગુરૂ**.—વેદમાં લખેલા ધર્મ પ્રમાણે ચાલવાનો સમય ફરી ગયો હશે, ત્યારે સ્મૃતિઓ થઈ, ને અર્થ વિના ફક્ત વેદ ભણવાનો ચાલ રાખ્યો.

**શિષ્ય**—હિંદુ ધર્મ વેદ પ્રમાણેજ હોય તો ઘણું સારૂં, પણ તેનો અર્થ શી રીતે જાણીએ?

**ગુરૂ**—ઋગવેદની સંહિતાનો અંગ્રેજીમાં તરજુમો થયો તે મેં નજરે દીઠોછે. હવે કોઈ ઇંગ્રેજી ભણેલો આપણા દેશની ભાષામાં, તેનો તરજુમો કરશે, એટલે તેનો અર્થ સેહેજથી સઉના સમજવામાં આવશે.

**શિષ્ય**—મહારાજ, તમે કીયાં પુસ્તકમાં લખ્યા પ્રમાણે ચાલોછો?

**ગુરૂ**—આ વખતની ચાલ કોઈ પુસ્તકમાં બરાબર મળતી નથી. એટલા સારૂજ સુરતમાં બારડોલ સાહેબે હરેક નાત્યોના શિરસ્તા પૂછ્યા, ત્યારે તેઓએ જૂદા જૂદા શિરસ્તા લખીને આપ્યા. પણ કોઈ નાત્યવાળે એવું કહ્યું નહિ કે અમુક સ્મૃતિ પ્રમાણેજ અમારી નાત્યનો શિરસ્તો છે. તેમ હું પણ જે જે જીલ્લામાં ગયો, ત્યાંના અમારા નાતીલાની ચાલ પ્રમાણે તે જીલ્લામાં મેં આચરણ કર્યું.

**શિષ્ય.**—એ આચરણ કીયા શાસ્ત્રના મતનું કહેવાય?

**ગુરૂ.**—વેદના પુસ્તકને નમસ્કાર કરીને આજની ચાલ પ્રમાણે ચાલીએ છૈયે, તે લોકોમાં વેદનો માર્ગ કહેવાયછે. પણ કોઈ શ્રુતિ અથવા સ્મૃતિનેજ અનુસરીને ચાલીએ તો નાત્યવાળા હરકત કરે, વાસ્તે સઉ કરે એમ કરવું.

---

## પ્રકરણ ૩૭ મું.

## જૈનમતમાં જાતિભેદનો વિચાર.

જેમ રૂષી મતમાં કૃતયુગ વગેરે ૪ જુગોથી કાળનું માન લખ્યુંછે; તેમ જૈનમતના શાસ્ત્રોમાં ૬ આરા લખ્યાછે. તે એવી રીતે કે, ૪ ગાઉ લાંબો, ૪ ગાઉ પોહોળો, તથા ૪ ગાઉ ઊંડો એવો એક કૂવો હોય, તેમાં સાત દિવસના જન્મેલા, જુગલીયા બાળકના વાળ, તસુ ૧ ના કડકા ૨૦૯૭૧૨૦ વિશલાખ, સતાણું

હજાર, એકસોને વીશ કરવા, તેથી એ કૂવો ઠાંશીને ભરવો, તે એવો કે તે ઉપર સમુદ્ર રેલી જાય, પણ એકે વાળનો કડકો ખસે નહિ, તથા ચક્રવર્તિરાજાનું સૈન્ય તે ઉપર ચાલે તો વાળ માત્ર દબાઈને હેઠો બેસે નહિ. પછી તેમાંથી સો વર્ષે એક એક કડકો કાઢતાં, એ કૂવો ખાલી થાય, ત્યારે પલ્યોપમ કહેવાય. એવા દશ હજાર ક્રોડ પલ્યોપમે, એક સાગરોપમ કહેવાય. એવા ચાર કોડાકોડી સાગરોપમનો પહેલો આરો.

અવસરપણી કાળ એટલે ઉતરતી
વખત, ઊત્સર્પણી, ચડતી વખતે.

આરા. ૬

| | |
|---|---|
| સુખમાં સુખ. ૧ | ૬. ચાર કોડા કોડી સાગરોપમનો. |
| સુખ. ૨ | ૫ ત્રણ કોડા કોડી સાગરોપમનો. |
| સુખમાં દુ:ખ. ૩ | ૪ બે કોડા કોડી સાગરોપમનો |
| દુ:ખમાંસુખ. ૪ | ૩ એક કોડા કોડી સાગરોપમમાં. બેતાળીસહજાર વર્ષ ઓછો |
| દુ:ખ. ૫ | ૨ એકવિશ હજારવર્ષનો |
| દુ:ખમાંદુ:ખ ૬ | ૧ એકવિશહજાર વર્ષનો. |
| અવસર્પણી. | ઉત્સર્પણી. |

જેમ નીસરણીએ ઉતરતાં ઉપલું પગથીયું તે પહેલું ગણાય, ને ચઢતાં નીચેનું પહેલું ગણાયછે, તેમ હાલમાં અવસર્પણી (ઉતરતી) વખતનો પાંચમો આરો ચાલે છે

વિક્રમાદિત્યેથી પેહેલાં ૪૭૦ વર્ષે ૨૪ મા તિર્થંકર મહાવિરસ્વામી મોક્ષેગયા, ત્યાર પછી વર્ષ ૩ ને માસ ૮ાા જતે પાંચમો આરો બેઠો છે. અંગ દેશમાં ક્ષિતિ પ્રતિષ્ટિત નગરમાં સિદ્ધાર્થ નામે રાજાના પુત્ર મહાવિરસ્વામી થયા, તેમણે વર્ષ ૭૨ આયુષ્ય ભોગવ્યું. તેમના શિષ્યો ઈંદ્રભૂતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ, એ ત્રણ સગા ભાઇયો ગૌતમ ગોત્રી હતા, એમ જૈનશાસ્ત્રમાં લખ્યુંછે. "મારા અનુભવમાં આવે છે કે, એજ માહાવિરસ્વામી જૈનમત ચલાવનાર પહેલા પુરૂષ છે." વળી લખ્યું છે કે, ગયા ત્રીજા આરામાં કશ્યપ ગોત્રના ઈક્ષ્વાકૂ રાજાના વંશમાં નાભીરાજા ને મરૂદેવી રાણીથી રૂષભદેવ સ્વામી જે પેહેલા તિર્થંકર તે જન્મ્યા. ત્યારથી સગી બેનને પરણવાનો ચાલ (જુગલીયાં) બંધ થયો એ રૂષભદેવથી પહેલાં પૃથ્વી ઉપર વર્ષાદ, અગ્નિ, કાંટાનાં ઝાડ, વિદ્યા, કળા, કાંઈ નહોતું, તે સઘળું તેમણે પેદા કર્યું, તથા ત્રણ કર્મ ઉપજાવ્યાં.

૧. **અસીકર્મ**—તરવારથી થાય તે રાજ્ય, સિપાગિરી વગેરે.

૨. **મસીકર્મ**–રૂશનાઈવતે જેમાં લખવાનું કામ રોજગાર વગેરે.

૩. **કશીકર્મ**–ખેતી વગેરે.

ખેડુ, વેપારી, કુંભાર, હજામ, સોની, વગેરેનાં કામ કરનારાઓને રૂષભદેવ સ્વામીએ ઉપજાવ્યા, એમ લખ્યું છે.

વળી વિમળશી મેહેતાના રાસમાં વર્ણ અઢારનાં નીચે પ્રમાણે નામ લખ્યાં છે.

, તે એવા

૧. બ્રાહ્મણ. ૨. ક્ષત્રી. ૩. વૈશ્ય. ૪. શૂદ્ર.

| નારૂ. ૯ | કારૂ. ૫ |
|---|---|
| ૧. કંદોઈ. ૪. માળી. ૭. ભેંસાયત. | ૧. ઘાંચા. ૪. મોચી. |
| ૨. કાછિયા. ૫. હજામ. ૮. તંબોળી | ૨. છીપા. ૫. ચમાર. |
| ૩. કુંભાર. ૬. સુતાર. ૯. સોની. | ૩. લુહાર. |

પછી વાણિયા વગેરેની જૂદી નાત્યોનાં નામ તથા તેની ઉત્પત્તિની કલ્પિત વાતો લખી છે.

જૈન મતની ચાલ બાબત આચારાંગ સૂત્ર મેં તપાસી જોયુ તેમાં જીવદયાથી તથા તપથીજ પવિત્રતા થાયછે, ને હિસાથે અપવિત્રતા થાયછે, એમજ લખ્યુંછે. પણ ફલાણી નાત્યવાળો ફલાણી નાત્યવાળાનું પાણી પીવાથી, અથવા જમવાથી અપવિત્ર થાય, (વટલાય) કે અડવાથી અભડાય, તે નાહાવાથી પવિત્ર થાય એવી વાત જૈન સિદ્ધાંતમાં કોઇ ઠેકાણે લખેલી નથી. તોપણ શ્રાવક લોકો મેશ્રીની દેખાદેખીથી વટલાવા વગેરેનો વેહેમ રાખેછે ખરા, તે મેશ્રીની નાત્યો સાથે મળતા રેહેવા સારૂ. જ્યારે શ્રાવક ઢેડિયાને અડકેછે, ત્યારે પાણી અથવા અગ્નિને અડકેછે; કોઈતો મુસલમાનને અડકે છે, ત્યારે તેનો વહેમ મટેછે. ઢેડિયા પાસેથી લૂગડાં, પૈસા વગેરે જણસ લેવી હોય, ત્યારે તે જણસ ઉપર પાણીનો છાંટો, અથવા અગ્નિનો તણખો નાંખીને પછી લેછે. અથવા કોઈ મુસલમાનને પહેલો અડકાડીને પછી લેછે. બ્રાહ્મણ સિવાય કેટલાક મેશ્રી લોકો પણ એમજ કરેછે, અને કસુંબલ પાઘડી વાસ્તે કોઇ બ્રાહ્મણ પણ એમ કરે છે.

# પ્રકરણ ૩૮ મું.

## આ ગ્રંથનો અભિપ્રાય.

વર્નાક્યુલર સોસાઇટીના ૪ પ્રશ્ન ઉપર આ ગ્રંથ મેં બના-
ા; તેમાં ચોથા ભાગમાં નાત્યોથી ફાયદા ને ગેરફાયદા થાયછે,
સંક્ષેપે લખ્યાછે. આ ચોપડીમાં કોઈના ધર્મશાસ્ત્રની નિંદા
તિ મેં લખી નથી, ને કોઇના ધર્મને ખરાબ કરવા હું ચાહતો
ી. હું તો આ ચોપડી બનાવતાં પરમેશ્વરની સ્તુતિ કરીને
કલું માગું છું કે, જે માણસને જે ધર્મમાં પ્રીતિ હોય, તે મા-
ા તે ધર્મનું મૂળ પુસ્તક, તથા તેની મતલબનો તપાસ કરે. ને
રમ ભરેલી ચાલો હોય તેનો સુધારો કરે, ને પોતાના ધર્મશા-
ને નુકશાન પોહોચે નહિ, એવી રીતે કરે. જે આપણા ધર્મ પુ-
ાકમાં મુખ્ય મોટી મોટી જરૂર જેવી શી શી વાતો લખી છે?
નાની વાતો શી છે? તે જાણીને પછી તે પ્રમાણે આચરણ કરવું.
ાગળની વખતમાં ઘણા રાજાઓ જૈનધર્મી થયા હતા, તે ઘણી
ાવદયા મનમાં લાવીને પોતાનું રાજ્ય જતે પણ લડાઇઓ કરવા ચ-
ાતા નહિ. પછી પરદેશીઓએ આવીને તેઓની જમીન દબાવી
ાધી, ત્યારે જૈનધર્મી રાજાની ઘણી નિંદા થવા લાગી, તથા ધ-
ને પણ નુકશાન લાગ્યું. (જે ગામમાં હિંસાની મના હતી, ત્યાં
ાવા લાગી.) પછી પ્રજા તથા રાણીઓએ રાજાને બાળપણાથી જૈન
ાતથી દૂર રાખવાની તદબીર કરી, ને લડાઇ કરવાથી ક્ષત્રી ઉ-
પર પરમેશ્વર બહુ પ્રસન્ન થાય, એવું જે ધર્મમાં લખેલું હોય, તે
ધર્મ રાજાને યોગ્ય છે, એવું સૌએ ધાર્યું, ત્યારે ક્ષત્રીના હાથમાં

કાંઇપણુ મૂલક રહ્યો. તેમજ આ વખતમાં યવનની ચાકરી હિ
ન કરવી, એવો બંદોબસ્ત રાખ્યો હોત, અથવા ઇંગ્રેજી * (
ભણવાની મના હોત, તો ઇંગ્રેજ સરકારને કાંઇ ચાકરી કર
મળ્યા વિના રહેત નહિ, પણ આપણને નુકશાન થાત. તેમજ
નપરદિન સમય ફરી જશે, ત્યારે જો આપણાં બાળબચ્ચાં
વહેમમાં રેહેશે, તો ચિન વિલાયત વગેરે દેશોમાં જઇ નહિ શ
તેથી ઉદ્યમવિના હેરાન થશે. સ્મૃતિમાં લખ્યું છે કે, સર્વે જાતિ-
ળાઓને વિદ્યા, અને આજીવિકાના ઉપાય, જેમ ઘટે તેમ બ્રા
બતાવે; અને પોતે પણ તેમ ઊપાપ કરે.

॥सर्वेषांब्राह्मणोविद्यावृत्युपायान्यथाविधिः॥
॥प्रब्रूयादितरेभ्यश्चस्वयंचैयतथाभवेत्॥१॥इतिमिताक्षर

એ આપણા વૃદ્ધનાં વચન યાદ રાંખવાં જોઈએ. ને 
પુનાના બ્રાહ્મણો ઊદ્યોગશાળામાં મહેનત લેછે, તેમ આપણા 
જરાતમાં પણ ઉદ્યોગશાળાઓ કરવાનો ઉપદેશ આપણે નિરં
રાજા તથા પ્રજાઓને કરવો. પુનાના શાસ્ત્રીઓ ઘણા બુદ્ધિમ
સંભળાયછે, કેમકે હાલમાં કંપની સરકારના ઈજારાની સનંદ
રવાની છે, તે ઉપર હિંદુસ્તાનનું દુઃખ પોકારવા સારૂ બ્રાહ્મણે
વિલાયત જવાની રજા શાસ્ત્રીસભાએ મળીને આપી. તેમજ ગૂ
રાતના શાસ્ત્રીઓની સભા મેળવીને એવી રજા માગી હોય, તો 

* नवदेद्यावनभाषां प्राणैः कंठगतैरपि.॥

રાગ્રહી શાસ્ત્રીઓ રજા આપે નહિ, અને સાચું પ્રશ્ન પૂછીએ, તો ક્હેશે કે તમે કુતર્ક કરોછો. એમ કહીને ક્રોધ કરે, તેવાઓને આ જ્ઞાતિ નિબંધ વિષ જેવો લાગશે, પણ પુનાના શાસ્ત્રીઓ જેવા બુદ્ધિમાનોને આ ગ્રંથ ઘણો પ્રિય લાગશે. આ ચોપડીમાં ઘણે ઠેકાણે મેં લખ્યું છે કે, ક્ષત્રી, વૈશ્યના ઘરનું પાણી પીવાથી, તથા જમવાથી પાપ લાગતું હશે, તો તે ઘણું નાનું પાપ હશે. પણ સુરાપાન, કુટસાક્ષી, સોનાની ચોરી, ખૂન એ તો મહા પાપ છે. માટે જેવા ખાવા પીવાના બંદોબસ્ત છે, તેવા મહાપાપ કરનાર, લાંચ લેનાર, વગેરેને સારૂ થાયતો ઘણું સારૂં. કેમકે ધર્મશાસ્ત્રને મતે પણ પતિત તો એજ કહેવાયછે; વાસ્તે એવાને નાત બહાર મૂકવા જોઈયે. તે ધર્મશાસ્ત્ર પ્રમાણે પ્રાયશ્ચિત કરે, ત્યારપછી નાત્યમાં લેવા. ને એક એક નાત્યનો બ્રાહ્મણ બીજી નાત્યના બ્રાહ્મણથી વટલાયછે, એવા વહેમ કાઢી નાંખવા જોઈયે. ને હરેક નાત્ય ખાતે પૂંજી એકઠી કરીને પોતાના ગરીબ નાતીલાઓને મદદ આપવી, તથા નાત્ય ખાતાની ઉદ્યોગશાળા કરાવવી. દીવાની કામના ટંટા નાત્યમાં ચૂકે, તો ઘણું સારૂં. આ ચોપડી વાંચીને એ પ્રમાણે તમારા મનમાં વાત ઉતરે, પણ તે પ્રમાણે ઉદ્યોગ કરવાની તમરામાં શક્તિ ના હોય તો શ્રી પરમેશ્વરની પ્રાર્થના કરજો, એટલે કોઈ સમે તમારી આશા પૂર્ણ થશે.

**इतिज्ञातेर्लाभालाभ भाग ४ समाप्त.**

श्रीवर्द्धमानाधिपराजसिंहोयोसौमहाराणपदंबिभर्त्ति
सचंद्रसिंहेनसुतेनसार्द्धंबुधेननपुर्णेदुरिवास्तिराज्ये॥१
तत्रस्थविप्रोदलतःपताख्योडायातनूजःश्रुतिमार्गगामी॥
समर्थितरस्तेनमयाप्रबंधोविद्वज्जनैस्तत्त्वनुशोधनीयः॥२

---

